# સુરેખા હરણ.

## કડવું ૧ લું રાગ ધનાશારો દોહરો.

પ્રથમ પ્રણામ કરૂ કરજોડી, ગવરી પુત્ર ગણેસ; વાણી આપો સરસ્વતીમા, દોશ ના આવે લેશ. ૧ કરજોડી કહુ કવીજનોને, હોય દોશ મુજ જેહ, તે સરવે સુધારી લેશો, રાખશો નહી સંદેહ. ૨ વ્યાશ થઇ વાણી કહુછુ, સુરેખા હર્ણ મહીમાય; જેમાં ઝાઝી જુકતી કહીયે, તે માંડી કહુ થાય. ૩ રાજ હારી ગયારે પાંડવ, દુત વિદ્યા રમી જ્યારે; કુંતા કુંવર સુભદ્રા તે, સોપ્યા વીદુરને ત્યારે. ૪ ભીસ્મપીતાને ચરણે લાગી, માગી આગના ત્યાંહ; ફકર ચંતા કરશો નહી તમે, તમ સરણે મુજ માંહ. ૫ આંસુ ચાલ્યા સરવેને ત્યાં, પાંડવ થયા વીદાય; હસ્તીના પુરમાં શોક થયો, તું સુણ જનમે જે રાય. ૬ પાંડવ વનમાં જાત્રા કરતા, ધરતા હરીસુ ધાન; કુડ કપટ કોઇયે ન જાણુ, કરતા શ્રી ભગવાન. ૭ ધર્મ રાયે રાજસોઇ, યગન કર્યો તો જ્યારે; બલીભદ્રએ ખુશી થઇને, વીવા કર્યો તો ત્યારે. ૮ પોતાની પાળેલી પુત્રી, સુરેખા જેનું નામ; અભેમન્યુ સાથે નીસ્ચે કરીને. આપ્યુ શ્રીકૃષ્ણ તે ઠામ. ૯ ત્યાર પછી પાંડવ ગયા વન, કર્યો વન નીવાસ; તે બલીભદ્રને ખબર પડી છે, મન થયુ ઉદાસ. ૧૦ ગરીબ અવસ્થા જાણી પોતે પાંડવની ત્યાં જ્યારે; પસ્તાવા મનમાં લાગ્યા, તે ઠેકાણે ત્યારે. ૧૧ સેવાશે નહી લાવો લાખેણો, નીરધનીયાનો તન; માટે વીવા બદલી નાંખુ, એમ વીચારે મન. ૧૨ દવારકામાં જાન ન આવે, લાવે નહી કોઇ લોક; દીલગીરી મનમાં લાવ્યાને. વીવા કરવો ફોક. ૧૩ ભીમ દ્રોણ કૃપાચાર્યને. જેમ તેમ તાણી લાવે; સુભદ્રાને કુંતા ડોશી તે તો મને નવ ફાવે. ૧૪ ઉલટી અપકીર્તી થાય મારી, દવારકાની માંહ; વીદુર ભકતને જકત જાણે. નહી મારી શોભાય. ૧૫ દુરજોધન દલથી છે ડાહ્યો, ભારે એ ભૂપાલ; ભામની ભારે ભાનુમતી, વલી લક્ષમણો છે બાલ. ૧૬ તેની સાથે વીવા કરીને, આપીશ મારી કન્યાય; છત્રપતી જાન લેઇને આવે, નથી થવાનો અન્યાય

૧૭ એમ જાણી ઉલટ આણી, શેવક મોકલ્યો સાર; હાલ હરીને અહીં ત્યા તેડાવ્યા જુગદાધાર. ૧૪ ભાઇએ ભુદરને તેડાવ્યા, વાત ધ્યાનમાં ધરી; સુરેખાનો સંતાપ થયો છે; કહ્સ્ને વાત કરી. ૧૪ બહુ બળીયા એણીપર બોલ્યા, સાંભલો જુગદાધાર; હસ્તીનાપુરના છત્રપતીને, પત્ર લખો નીરધાર. ૧૯ એમ આણી પ્રભુરે બોલ્યા, શોક કરવો છે અનર્થ; ત્યારે બલીભદ્ર બોલ્યા. મેં સગાઇ કીધી વ્યર્થ. ૨૦ અભેમુન્યુ સાથેનો વીવા, મેં રાખ્યો છે બંધ; નીરધનીયા પાંડવ થયા તે, સગાઇ કીધી બંધ. ૨૧ એકલો અભેમુન્યુ આવે, તે કારણ બતલાવો; સંસાર સુખનો સારી રીતે, નથી વીતવાનો લાવો. ૨૨ માટે સગાઇ બંધ કરૂ હું, હોય તમારી મેહેર; છત્રપતીને છત ઘણી થાશે લીલી લેહેર. ૨૩ દીકરી મારી તે ઠેકાણે, પામે સઘલુ સુખ; નીરધનીયાને ઘેર રાખુ તો, પડે પુત્રીને દુખ. ૨૪ રાયના વંશનો એ, સમજો સુંદીર શામ; એ જાનની જુકતી કરશે, શોભે દવારકા ગામ. ૨૫ એ લાખેણો લક્ષમણો છે, સાંભળો મારા વીર; માટે વીવા ત્યાં કરશુ, ધારણુ એ છે ધીર. ૨૬ ત્યારે વીઠલ વાણી વદીયા, વાત કરો સી એજ; વીરોધ ઝાઝો એમાં થાશે, એ તમારો ભાણેજ. ૨૭ બેન આપણી સુભદ્રાએ, તેને લાગે ખોટુ; એક કન્યાને બ વર કહેશો, માથે મેહેણું મોટું. ૨૮ બેલ એ ખોટા ધારોછો, લોક કહેશે કેહેતી; માટે મોટા ભાઇ એમાં, થાય આપણી ફજેતી. ૨૯ એ આપણા સગા સાચા, નવ્ય કરવો વીરોધ; જકત જાણેરી સઆણે, ચડે બેનને ક્રોધ. ૩૦ ઘરમાં એ લડાઇ ન ચાલો, બોલ કહુછુ સાચો. દુષ્ટ એ દુરજોધન રાજા કાનનો છે કાચો. ૩૧ તેના કરતાં પાંડવ સારા, રૂપાળો ભાણેજ; તે આપણે ઘેર આવશે, વધશે આપણુ તેજ. ૩૨ રાજ ગયું તેથી શું થયું, સત્ય ન મુકે સતવાદી; ગમે એટલુ દુખ પડશે પણ, એ ભોગવશે એ ગાદી. ૩૩ દુરજોધનની ટાચી બુધી અધુરો છલકાય; દ્રવ્ય દેખીને છુપત આવી, પણ તે પલકમાં જાય. ૩૪ લક્ષમી કોઇની થઇ નથી, એ, આવે ને વળી જાય; ગરીબ હોય તે રાજા થાયે, રાજા રંકજ થાય. ૩૫ એ વાતનો ખરખરો નથી. છે દુરજોધન ગરજી; મોહન કહે મારી નજર નથી ત્યાં, પછીતમારી મરજી. ૩૬ સુભદ્રાને ખોટું લાગે, તેનો કરો વીચાર; દુનીયામાં ખોટુ દેખાશે, એમ બોલા મોરાર. ૩૭ વલણ. માટે એવું કામ ના કરશું, રાજ રાખસે રોશ; વ્યાસ ત્રીકમ વાણી વદે, દેશો નહી મને દોશ.

# કડવું ૨ રાગ અહો રાયજીનો

વૈશંપાયે એણીપેર બોલ્યા, સુણુ જનમેજયરાય; વીસ્તારી તુજને સંભળાવું, સુરેખા હર્ણ ગ્રહીમાય અહો રાયજી સુણીયે. ૧ બલીભદ્ર મુઃખ બોલી ઉઠયા, સાંભળો શ્રી ગોપાળ; વીર વાત તારી સમજી ગયોછુ, તેં ઘણા કર્યા વેવીશાલ. અહો. ૨ તેથી તારા મનમાં ખોટુ લાગે, મને વીવા કરવા કહો નાય; વીઠલ વીસ્વગાં ઝાંખા પડોછો, શું દામોદર દુભાય. અહો. ૩ તું જાણે ભાઇને છત્રપતી મળે, આખી પૃથ્વીનો નાથ; મારા સરખો એ થશે મોટા એમ દલ દાઝે મારા ભ્રાત. અહો. ૪ એવું સાંભળી હરી ત્યાં બોલ્યા, ભાઇ કરો એ સારૂ કામ; વીઠલ કહે કાંઇ વીઘન થાય તો, નવ લેશો મારૂં નામ. અહો. ૫ લક્ષમી પતી અતી ઉલટ આણી, ચંતામાં નવ્ય પેઠા; મોટા ભાઇનું વચન માની, કંકોતરી લખવા બેઠા. અહો, ૬ સુંદર કહે ભાઇ હવે લખાવો, બલીભદ્ર બોલ્યા વચન; પૃથ્વીપતીઓ છત્રપતી, રાજા દુરજોધન. અહો. ૭ ઘણો રૂપાળો પુત્ર તમારો, લક્ષમણા જે તન; તેની સાથે અમે વીવા કર્યો, એમ લખો જુગજીવન. અહો. ૮ બહુ રૂપાળો પુત્ર તમારો, અંધારે થાય દીવા; તેની સાથે સુરેખાનો, અમે કર્યા છે વાવા. અહો. ૯ પાચ પાડવ ગયા વનમાં, મનમા વીચાર લીધો; અભેમુન સાથે કર્યો હતો તે, વીવા ફોકજ કીધો. અહો. ૧૦ વૈશાખ શુદ બારસને દીન, સાંભલોને રાજન; જાનની જુગતી ઝાઝી કરીને, કરવા આવજો લગ્ન. અહો. ૧૧ સુદ પુનમનું લગન લીધું છે, આવો વેહેલા રાય; લગન પેહેલા બે દન આવો તો, મારી વધે શોભાય. અહો. ૧૨ ચાર દન અહી વધારે રહેજો, તેથી શોભે મારૂ ધામ; એમ ભાઇના કહેવાથી લખી પોતે સુંદર શામ અહો.૧૩ લાવો કંકુ છાંટા નાંખીયે, લેવા મોકલ્યો ત્યાંહ; કંકાવટી લેવા ગયા મોટા ભાઇ, પછે પ્રભુ લખે પત્ર માંહ. અહો. ૧૪ અરે છત્રપતી તારી ગતી ગઇ છે, અહી આવે થાશે અન્યાય; શીયાળ સીંહનું ભક્ષ ન પામે, નહી તારા કરમની એ કન્યાય. અહો. ૧૫ આબરૂ ઇજત જશેરે તારી, તું નહી રહે કુશળ ખેમ; પાંડવ આ વાત જાણીને તને, મારી નાખશે ભેમ. અહો. ૧૬ એમ હરીયે હેઠે લખ્યું છે, કંકુ કેસર પાસે લાવ્યા; પાણી નાખી પુરશોતમે, છાંટા અબીલે નંખાવ્યા. અહો. ૧૭ પ્રભુએ પત્રજ તરતજ બીડયો, આપો અનુચર હાથ; હસ્તીનાપુરમાં લેઇ જાજો, એમ

બોલ્યા દીનોનાથ. અહો. ૧૮ શેવક કે બહુ સારૂ મહારાજા; તર્ત થયા વીદાય; ચાર શેવક કંકોતરી લેઇ, હસ્તીનાપુરમાં જાય. અહો. ૧૯ છત્ર પતીના હાથમાં આપો, ચાલ્યા શેવક ચાર; થોડે દહાડે આવી પહોંચ્યા, હસ્તીનાપુર મોઝાર. અહો ૨૦ સભા ભરી દુરજોધન બેઠો, આવ્યા ત્યાં સાક્ષાત; જાદવ જુહાર કરતા ઝાઝા, પત્ર આપ્યો દુરજોધન હાથ. અહો. ૨૧ કુશ ધરીને લીધો રાયે ઊભા જાદવ સામા; છત્રપતીએ વંચાવાને, બોલાવ્યા સકુની મામા, અહો. ૨૨ સકુની મામા આવી પહોંચ્યા, જોઇ કંકોતરી; સભા સઘલી દેખતાં વાંચે, હઇયામાં હેત ધરી. અહો. ૨૩ ભીસ્મ દ્રોણને વીદુર કાકા, સાંભલે સભા માંહ; તારા પુત્ર લક્ષમણાનો, રૂડો થયો વીવાય. અહો. ૨૪ બલીભદ્રને શ્રીકસનએ, વીવા કર્યો સુરેખા સાથે; વાત વીવાની સાંભલી છે, હસ્તીનાપુર નાથે. અહો. ૨૫ સકુની કહે સાબાસ ભાણેજ, તારા કર્મને દીવસ જાગ્યો; અભેમુન સાથે કરેલો તે, એમન વીવા ભાગ્યો. અહો. ૨૬ હવે ચડતી થઇ આપણી, પડતી પાંડવની થઇ; વાત વીદુરકાકા સાંભલી, લાવ્યા ઉદાસી મન મહી. અહો. ૨૭ છત્રપતી ત્યાં થયો રાજી, મામા જુવો પરતક્ષ; હવે આપણે આખી દુનીયામાં થઇ પ્રભુની પક્ષ. અહો. ૨૮ સકુની સપાટે બોલ્યા આ કારજ કસ્ને કરીયું; હવે હું જાણુંછું તારા કર્મનું પાંદડું ફરીયું; અહો. ૫૯ પાંડવ પરથી હેત તુટયુ થશે જાદવને ઝેર; કોઇથી હવે નથી ડરવાનો, કરવાનો સઉથી વેર. અહો. ૩૦ આકાશ અવની એક કરૂને, ઇંદ્રને જીતવા જાઉં; દેવને દારૂણ દુખ દેઇને હું મોટો કહેવાઉં. અહો. ૩૧ પ્રભુની પક્ષ આપણે થઇ છે, કહુ વાત સર્વથી; ગમે તેવો કોઇ રાજા આવે, પણ હું ડરવાનો નથી. અહો. ૩૨ ત્યારે સકુની બોલી ઉઠયા, સાંભળને તું રાય; હવે રે હેઠે એમ લખુ છે, પોતે જાદવ રાય. અહો. ૩૩ વીચારીને આવજે રાજા, વાત સમજાવુ સારી; સીંહનુ ભક્ષ સીંહ લેશે, એ કન્યાય નોહ તારી. અહો. ૩૪ મામાએ વાંચી સંભલાવ્યું, સાંભલ્યું છે ભુપાલ; છત્રપતી કહે ન સમજ્યા, મસ્કરી કરી ગોપાલ. અહો. ૩૫ હરીને હસવાની ટેવ પડી છે, મોહન મસ્કરી કરે; વાણી એવી વીકલ કહાડે, લાવો લીધે મન ઠરે. અહો. ૩૬ એમ કહીને ઉઠયો રાજા, ગયો ભાનુમતી પાસ; તારા પુત્રનો વીવા કર્યો આજ, કાહાવે શ્રી અવીનાશ. અહો. ૩૭ વાત સાંભળી ભાનુમતીને, હરખ થયો અથોક; હવે મુજને ટાઢક થઇ છે, વીવા કર્યો છે ફોક. અહો. ૩૮ લક્ષ્મણાનું લગ્ન કરી, આવ્યા જાદવ ચાર; રાણીએ

સણગાર સર્વેને, જમાડયો કંસાર. અહો. ૩૯ વસ્ત્ર શણગાર ઝાઝા પહેરયા, છત દેખાડી સારી; ફુલીને ફાળકો થઇ છત્રપતાની નારી અહો. ૪૦ ભોજન કીધા ભાત ભાતના, પીરસ્યા સૌ રશાળ; પોતાના પુત્રના વખાણ કરેછે, ભણ્યો ગણ્યો મુજબાળ. અહો. ૪૧ ભણ્યા ગણ્યો ને રૂપાળો છે, ભાગ્ય મારૂ ઉઘડીઉં; છત્રપતીનું એછે છોકરૂં, જાદવને રત્નજ જડીઉં. અહો. ૪૨ ઘણા દેશથી માગા આવ્યાતાં, બોલ નથી ભાઇ ખોટા; મારો છોકરો રૂપાળો, માગે છે રાજા મોટા. અહો. ૪૩ એમ કરી પુત્રને બોલાવ્યો, ભાનુમતીનો સુત; જાદવે મનમાં જાણી લીધું, એ વાત જણાય છે તુત. અહો. ૪૪ અનુચરને ત્યાં માઠું રે લાગ્યું, હંસ જોડે બેસાડે કાગ; કન્યા છે ઘણી ફુટડી ને ફુટયું એનું ભાગ્ય. અહો. ૪૫ બળીભદ્રને ખોટું કહેવાશે, આખી દુનિયામાં જાણે; હૈયામાં આવો અહંકાર કરેછે, વરની મા વર વખાણે. અહો. ૪૭ એવુ જાણીને ઉઠયા જાદવ, તરત ત્યાં પરવરીયા; ફુલી ફુલીને થયા ફાળકો કૌરવ હરખે ભરીયા. અહો. ૪૭ છત્રપતી ત્યાં બોલ્યા સભામાં રઝળ્યો અભેમન, સારૂ થયું એ મામા મારા, પાંડવ કાઢયા વન. અહો. ૪૮ વાત સાંભળી વિચાર કરીયા, વીદુર ઉદાસી થયા; હૈયામાં ઉદવેગ ધરીને, ઘેર કુંતા પાસે ગયા, અહો. ૪૯ વીદુરે વાત માંડીને કહીછે, કુંતાને સાક્ષાત; સુભદ્રાને ખબર પડીછે, કરે ઘણો કલ્પાંત અહો. ૫૦ અભેમન્યુ ઘેર નથી તે, ગયો છે નિશાળ; વાત એ ત્યાં નથી જાણતો, શું થાશે ભુપાળ. અહો. ૫૧ વીદુરને પણ વસમુ લાગ્યું, ઉતરી ગયુ છે નુર; સુભદ્રા કુંતા રૂવેને, ભરાયું એમનુ ઉર. અહો. ૫૨ આખા ઘરમાં કલેશ થયો છે, દીવશ કયાંથી આવા; દૈવે તો દાટજ વાળ્યો છે, દુઃખ દરીએ ડુબાવ્યા. અહો. ૫૩ વલણ દુઃખ દરિયામાં ડુબીયા, કુંતા કરે રૂદન; વ્યાસ ત્રીકમ વાણી વદે, શું થાશે જુગજીવન.

## કડવું ૩ રાગ વરાડી

સતી કુંતા રોતાં રેરેરે હો, દીવશ આવ્યા દોહલારે; બોલ્યા બોલ્યા વૈશમ પાયે વચન, સાંભળ સાંભળ જનમેજય રાજન; કુંતાએ તો કરવા માંડયું રે રૂદન, સતી કુંતા રોતાં રેરેરે હો.૧ હરે મારા કીયા જનમનાં પાપ,હાંરે કુંતા સત્ય બોલુંછું આપ. જનમ થતાં આડો ઉતરયો હશી સાપ. સતી. ૨ કૌરવે તો કપટ જેવું રે કીધું, પુત્ર મારાનું રાજને પાર લીધું; એમાં મારૂ એકે

કારજ નવ શીક્યું. સતી. ૩ નયણે નીર ચાલેછે ચોધાર, નથી હવે મારે કોઇનો આધાર; વીઠલ વેલા આવીને કરજો મારી વાર. સતી. ૪ જગતમાં હવે જવા બેઠીરે મારી લાજ, માટે મોહન સાંભળો શ્રીરે મહારાજ; કષ્ન હવે કેમ થવાનુ આ કાજ. સતી. ૫ છોકરાને નથી કોઇનો આધાર, કોણ આવી કરશે કુંવરની વહાર; સામો શત્રુ થયો છે દેવ મોરાર. સતી ૬ માટે વારે આવોને ગીરીવરધારી, અરજ મારી સાંભળો દેવ મોરારી; સાંભળીઆ આ વાત નથી થતી સારી સતી.૭પ્રભુ અમે આમ ન થઇએ રાજી,ભકત ગુણ ગાય તમારા ગાજી. ગાજી દામોદર મારી આંતરડી એમ દાઝી, સતી. ૮ હવે મને નથી જડતોરે ઉપાય, કોણ મારા કુંવરની કરશે સહાય; વીઠલ વારે ચડજો જાદવ રાય. સતી. ૯ વલણ આંસુ લાવી રૂદન કરતાં કુંતા સુભદ્રાસાર. એવામાં ઘેર આવીયો અરજુનનો કુમાર.

## કડવા ૪ રાગ સાખીનો

વૈશંપાયે અણીપેર બોલ્યા, સુણ જનમેજયરાય; ત્યાર પછી શું નીપજ્યુ, કહુ વીસ્તારી મહીમાય. ૧ નીશાળેથી ઘેર આવ્યો, સુભદ્રાનો તન; બારણેથી ધાંટો કાહાડયો, વીદુર જે હરીજન. ૨ વીદુરને તે ઘણોક વાહાલા, દેખી હરખ લાવે; પ્રાણ કરતાં પુત્ર મારો, નીત્ય ખવરાવે મન ભાવે. ૩ કાકા પીતા વન ગયા છે, આછું મનમાં ધારે; રૂદીયા સાથે વીદુર હાથે, ખોળામાં બેસારે. ૪ નીત્ય હેતુ હેત દેખાડે, દાદા જે વીદુર; તે દન કોઇએ નવ બોલાવ્યો, થયૂ ઉદાસી ઉર. ૫ પોતાના પીતા સાંભર્યા, આવ્યાં આંખમાં આંસુ; સંસાર સઘળો સ્વારથી છે, ફોગટ ફુલાયે કાંસુ. ૬ એમ જાણી આવ્યો ઘરમાં, કર્યા વીદુરને પોકાર; પીતા વીના કોઇ પ્રેમ ન લાવે, મુજ અવતારને ધીકાર. ૭ આંસુ આંખમાં આવ્યા અતીસે ચતુર ચંતામાં પેઠો; વીદુર દાદાને વીલોકતો, ખોળામાં જઇ બેઠો. ૮ દાદા મારા કેમ રૂવોછો, એમ બોલ્યો મુખથી; કાહારના હું ધાંટા કાહાડયું, તમે કેમ બોલતા નથી. ૯ કઠણ કાળજુ કેમ કરૂછે, ઉતરી ગયું છે મુખ; સાચું બોલો સમછે મારા, શુ લાગ્યું દલમાં દુખ. ૧૦ તોયે વીદુરભક્ત ન બોલ્યા, મન ઉભરાયું અપાર; પીતા મુજ પરદેશ ગયા છે કોણ દે આવકાર. ૧૧ રૂદન કરતા ચંતા ધરતો, જળચોધારા જાય; કુંતા વડીયાઇ પાસે આવ્યો, મા આતે શું કહેવાય. ૧૨ મુજ પીતા કાકા ગયા

વનમાં, શું દુભાવે અમને; મારા મનમાં હેવું આવે છે, સાંભરી આવ્યા તમને. ૧૩ તોયે કુંતાજી નવ બોલ્યાં, છોકરની વાત છોછી; કોઇ કાંને નથીરે ધરતા, બુધી એની ઓછી. ૧૪ મંન કરી માને મનાવે, હઠે હુશ ધરી જેહ; શા માટે તે શું થયુમા, ઘણો પડયો સંદેહ. ૧૫ અતીસે આક્રંદ કરવા લાગ્યો માળ ઉપર જાય; સુભદ્રાનો સંતાપ જોઇને, મનમાં બહુ અકલાય. ૧૬ અરેરે ઓ માતા માહારી આતે કારણ શું છે; મારા સમ સાચુ બોલો, આડા રહીને પુછે. ૧૭ સુભદ્રાને ચરણે લાગ્યો, સાચુ કહો મુજ માત; શુ મનમાં સાંભરી આવ્યા, આજ મારા તાત. ૧૮ સંતાપ જનેતા સાંનો કરોછો, એવી શીછે વાત; વાત માંડી કહો મુજને, શાને કરો કલ્પાંત. ૧૯ વહાલ તો વનમાં સંચર્યાછે, તેનું સાંભરૂ દુખ; આજ ભારે દુખમાં દીશો ઉતરી ગયુછે મુખ. ૨૦ એ વાતે જો દુખ ધરોતો, કહોને પુરણ પેર, બાર વરસ વીતી જવાના, આવે થોડે દહાડે ઘેર. ૨૧ એ વાત મનમાં ન હોય તો શું પડુછે કાજ, પૈસો પુજી ગઇછે માટે વલી ગયુછે રાજ. ૨૨ પણ માતા મારી સાંભલો, સઘલી વાતો સોય; જનેતાને ઉદર અવતરી, નથી લાવતુ કોય. ૨૩ સાથે સંપત પણ ન આવે, જવાનું તે જાય; કુવા કેરી છાંયડી તે, કુવામાંજ સમાય. ૨૪ મોટા થઇ મા સઉ જાણોછો, રડશો નહી મુજ માત; કોઇએ કાંઇ કઠણ કહુ હોય, તો સાચી કહોને વાત. ૨૫ કોઇ અજ્ઞાનીયે આ મને કર્યો હોય તીરસ્કાર; તો તેની જીભ ખેંચી કહાડુ, મારૂ તમાચા ચાર. ૨૬ માટે માતા ન રોશો મારી, રોયે દુખ ન જાય; ઘેર કાલે મારા પીતા આવશે, આણંદ અદકો થાય. ૨૭ સુભદ્રા વચન સાંભળી, તર્ત ખરશીછે આધી; કર્મ મારૂ ફુટેલુછે તું નીકળ્યો નિરભાગી. ૨૮ કુખ મારી લજાવેછે, સાચુ કહુંછું વચન; તું પગલા મારા દીકરા, પીતા કાકા ગયા વન. ૨૯ માતા પ્રત્યે વાણી બોલ્યો, સાંભલ્ય સત્ય વચન; મુજ પગલે હેમાતા મારી ઘેર થયો જગન. ૩૦ વલી મહાવેધંન કરીને, કહુ વાત સરતથી; સતીને પાંચે વર્યામા, હું અભાગીઓ નથી; ૩૧ સુભદ્રા વાણી વદે, તું સાંભલ્ય મારા તન; સુરેખા સાથે દીકરા તારૂં, થવાનુ હતુ લગન. ૩૨ તે વીવા તારો ફોક કીધો, જોઇ ગરીબ અવસ્થા; હવે દીકરા કન્યા મલવાના, ઘણા પડશે સાંસા. ૩૩ બલીભદ્રની બુધી બગડી, શું કરશે ગોપાળ; સતરૂને ઘેર કન્યા ગઇને, ભાગ્યુ વેવીશાલ. ૩૪ અભેમુન્ય કહે સૌ સમજો, તે વાતે દુખ થાય; ફકર ચંતા કરશો નહી મા, લાગુ તમને પાય. ૩૫ કુંવર કહેછે માતા મારી, હું નથી થયો

એવો; પીતા કાકા બીજી લાવશે, નથી પૃથ્વીમાં ટોટો. ૩૬ અભેમુન્ય કહે માતા મારી, એમાં શું પરતાણુ; બાપ કાકા જીવતા હોય, એવી લખો લુડીયા લાણુ. ૩૭ વાત સાંભલી ઓણુ આવુ કહી સુભદ્રા માત; અભેમુન્યની છાતી- માં, માતાએ મારી લાત. ૩૮ અભેમુન રડી પડોને, કહુ આપોઆપ; જો સુરેખા નવ્ય પરણુ તો, બ્રમહતાનું પાપ. ૩૯ પણ લઇને નીચે આવ્યો, ચંતામાં ન પેઠો; પેટી પોતાની ઉઘાડીને, શણગાર શજવા બેઠો. ૩૯ ભીષ્મ- જીને ખબર પડીને, વિચાર મનમાં લાવ્યા; અભેમુન્યને રોતો જોઇ કુંવરની પાસે આવ્યા. ૪૦ ભીષ્મ કહેછે દીકરા મારા, મારા સામા જુઓ; લાડક વાયા દીકરા, કેમ તમે અહીં રૂઓ. ૪૧ કુંવર કહેછે દાદા મારા, સાંભળો મારી વાત; માતા મારી સુભદ્રાએ, છાતીમાં મારી લાત. ૪૨ ભિષ્મપીતાને ઓછુ લાગ્યુ, તેડાવ્યા સુભદ્રાય; શા માટે કુંવરને માર્યો આતે શું કહેવાય. ૪૩ ઘરમાં લેડાઇ ઘાલી બેઠા, આવો કર્યો શો અન્યાય; ગોળી હશે તો ઢાંકણા કેટલા, ઘેર આવશે કન્યાય. ૪૪ સુભદ્રાને કુન્તા આવ્યા ભિષ્મની પાસે જ્યારે; ગંગાજીના દીકરાયે, ઠપકા દીધો ત્યારે. ૪૫ કુંવરને ચઢાવી બેઠા, શીદ કરી એ વાત. શા માટે એને છાતીમાં તમે મારી લાત.૪૬ સુભદ્રા કહે સાસુ મહારી, સેજ કરી મેં વાત; તેમાં એને સોગંદ ખાધા ઘણો થયો ઉત્પાત. ૪૭ કુંતા કહેછે એ કુંવરને, રીસ ચડાવી તમે; શીખામણ દેઇ સમજાવો, સાચુ કહીયે અમે. ૪૮ હડાલો હઠ લેઇને બેઠો , મા વાણી સાચી કહીશ; હવે રોકયો નથી રહેવાનો, દવારકામાં જઇશ. ૪૯ એ કનાનો અન્યા થાશે, જીવ મારો જાય; શ્રીક્રસ્નથી સામો થાઉં, થનાર હોય તે થાય. ૫૦ કુંતા કહેછે સુભદ્રાને; છોકરાને છકાવ્યો; તમારી બુધી બગડી તે છોકરાને બ્હેકાવ્યો. ૫૧ ભરા પીયરના આવ્યા હોતતો, ભાઇને કહેવા જાઓ, તમારૂં કહુ ભાઇ કરેતો એ કન્યાને લાવો. ૫૨. એને એકલાને કેમ મોકલાશે, હું હઇયામાં અકલાઉં; સુભદ્રા કહે આજ્ઞા આપો, તો એની જોડે જાઉં. ૫૩ વીદુરજીએ શીખામણ દીધી, કુંતા બોલ્યાં બોલ; બે વાનાં તમે ભાઇને કહેજો, તો રહેશે તમારો તોલ. ૫૪ અભેમુન તઇયાર થયો છે, વીચારી દળ સાથે; કડા સાંકલાં વેડ વીંટીઓ, બાજુબંધ બાંધ્યા હાથે. ૫૫ જરીનો જામો ઝડપે પેહેરો કેડ કશીને બાંધે; ગુપતી ગેડી તરકશ તીરને, હથીઆર લીધાં ખાંધે. ૫૬ માથા ઉપર મુગટ લીધો, તર્ત થયો તઇયાર; સઘલા સણગાર સજી રહોને, હાથ લીધા હથીઆર ૫૭ કુંતામાને પગેર લાગ્યો, આજ્ઞા માગી જાય;

કુંતામાનો ડબકો સાંભલ્યો, વારી રાખે સુભદ્રાય. ૫૮ વલણ. કુંવરને વારવા ગયા, સુભદ્રા જે માય, કાલાવાલો કરે કુંવરને, દીકરા નવ્ય જવાય.

## કડવું ૫ મું રાગ પરજનો.

ડાહા દીકરારે, કલેશ કરાવેછે મુજને; કહ્યું માન્યનેરે, સાચુ કહુ સુત તુજને. ૧ જીવ જાયતોરે, વાણી સાચી કહુ સરવથી; ઓથે તાહરીરે, આવે એવુ કોનથી. ૨ બાળહઠીઆરે બુદ્ધિ બગડી નવ કરો; તુજ જતાંરે જકતમાં મારોછે મરો. ૩ કૈરવ કપટીરે, પ્રાણ લેશે પાપી તાહરો; તોતો દીકરારે, જીવ જરૂર જશે માહરો. ૪ તુજ પીતારે, વનમાંથી જયારે આવશે, ડાહ્યા દીકરારે, તુજ વિના કોને બોલાવશે. ૫ મારા દીકરારે, આંધળાને એક આંખછે; તુજ વીનારે, જીવ્યુ સરવે રાખછે. ૬ કાળરૂપીરે, કૈરવ સામા આવશે; તેના સામારે, જુધે તને નહી ફાવશે. ૭ મારા બાલુડારે બલીયાથી બાથ ન દીજીએ, હોય પીતા તોરે, શતરૂના સામા રીજીએ. ૮ હોય રાજીતોરે, મામા ફોક કરે નહિ; કીધો વીવાહરે, શતરૂને ઘેરે સહી. ૯ સગા થઇનેરે, શતરૂનો અરથ સારીયો; આશો જુસમેરે, જાદવરાયે મારીયો. ૧૦ રસ્તો વીકટરે, દુઃખ એ દારૂણ દોહલુ; શામળિયાની સહાય હોયતો સોહલું. ૧૧ બલીભદ્રનીરે, બુદ્ધી બગડી તે આવું કર્યુંરે; વાંક વીધીનોરે, એકે કારજ નવ સર્યું ૧૨ મારા દીકરારે, પીતા કાકા જ્યારે આવશે; એવી કન્યાઓરે, તુજ માટે સારી લાવશે. ૧૩ માટે માન્યનેરે, શીદ કુટાવે કાળજું; તુજ લગન જો હોય તો, શણગાર હું સજું. ૧૪ હુંશ માહરીરે, હતી તે મનમાં રહી ગઇ; સ્વામી સંચર્યારે, ઓશીઆળી હુંતો થઇ. ૧૫ મારા દીકરારે, શતરૂની સાથે નહી ફાવશે; તારે પુંઠે લડવાને, કોણજ આવશે. ૧૬ પક્ષ તાહરીરે, કરનાર પાંડવ ઘેર નથી; માટે દીકરારે, સાચુ માનો સરવથી. ૧૭ વાત માતનીરે, સાંભળીને સુત બોલીયો; ખરો ખરખરોરે, પેટનો પડદો ખોલીયો. ૧૮ મારી માવડીરે, એરે કન્યાના સંતાપછે; સોગન ખાધારે, બ્રહમ હત્યાનું પાપછે. ૧૯ ક્ષત્રી થઇનેરે, પોતાનુ વચન પાળશે; સામા શતરૂને, રણ વિષે રખડાવશે. ૨૦ માતા માહરીરે, સઘળી વાતનું સુખછે; ક્ષત્રી સુતનેરે, કુખ લજાવવાનું દુઃખ છે. ૨૧ માટે માહરૂંરે, વચન માનો માવડી; બેશી રહોનેરે, હઠ ના ઝાલો આવડી. ૨૨ આપણ અહીંઆંરે રહયા, શતરૂની સોડમાં; માટે એમનેરે, હાથ ઘાલ્યો સિંહની બોડમાંરે. ૨૩ સુતા શતરૂનેરે,

આ માટે એણે ઉઠાડીયા; જાણી જોઇનેરે, શીદને જગાડીયા. ૨૪ માટે મેલું નહીરે, માર્યા વીના કૌરવને; કન્યા લાવુરે, જીતી જાદવ સર્વને. ૨૫ વલણ. નિસ્ચય માતા મેં કર્યો, સમજો સઘળો સાર; કન્યા કેડે લાવશું, જીતી જુગદાધાર.

## કડવું ૬ ઠું રાગ સાખીનો.

વૈશંમપાયે રૂષિ એણીપેરે બોલ્યા. સુણ જનમેજયરાય; વિસ્તારી તુજને સંભળાવું, કહુ સુરેખા હરણ મહિમાય, ૧ અભિમુન કહે માતા માહારી, નથી કરવાનો અન્યાય; કૌરવ પાપીને મારીને, લાવીશું એ કન્યાય.૨ પગ વીનાનો વરમાં બેસે, ક્ષત્રી શું દુખ; પીતા મારો લાંછન પામે લજાય તારી કુખ. ૩ તે માટે રોકયો નથી રહેવાનો, કામ કન્યાનું કરવું; વચન મારૂં મીથ્યા જાયે, એ જીવ્યાથી ભલુ મરવું ૪ વીદુર કાકા વાણી બોલ્યા, નહી દીકરા તુજ તોલે; મારા મનમાં નીસ્ચે થયું, બાપનું નામ ન બોળે. ૫ પણ મારૂ કહ્યુ માનો તો, સાંભળો સાચી વાત; જો સુખે કામ કરવું હોય તો, માતા લેઇ જાઓ સાથ. ૬ વલી વાણી બીજી કહુંછુ, સાંભળો મારા બાળ; અત્યારે નવ નીકળવું, સચરો સાયંકાળ. ૭ કૌરવ કપટી પાછળ આવે. વીચાર મનમાં ધારે; એમને ખબર પડે તમારી, પુંઠે આવી મારે. ૮ માટે મેં બે વચન કહ્યાં છે, ધ્યાન રૂદેમાં ધરજો; સાચી વાત સુતને કહુછું, સાંયકાલે નીસરજો ૯ અભિમુન કહે દાદા મારા, સત્ય કહુ આ કામ; માતા જોડે મોકલોછો તેનું શું છે કામ. ૧૦ વીદુર કહેછે સાંભળજે સુત, સત્ય કહુ આદીશ. બલીભદ્રને કરગરીને, સમજાવશે જુગદીશ. ૧૧ બે ભાઇને સમજાવશે એ, શીદ કરોછો અન્યા; સગા સગામાં વેર વાળો, કેમ અપાશે કન્યા ૧૨ એવી વાણી સાંભળીને, અભેમુન કહે સરવથી; કાલાવાલા શું કરવાના, કરગરે કન્યા નથી. ૧૩ વીદુર કહેછે સાચુ દીકરા, કાચુ નહી લવલેશ. સુભદ્રા બે ભાઇને કહેશે, શીદ વધારો દવેશ. ૧૪ સમજીને અભેમુન્ય રહો, ચંતામાં નવ પેઠો; દીનમણી ત્યાં અસ્ત થયો. શણગાર સજી બેઠો. ૧૫ અસ્વ ચાર રૂપાળા જોડયા, ક્ષણુ ન લાગી વાર; સુભદ્રા ગાંસડી બાંધીને, તર્ત નીસર્યા બાહાર. ૧૬ રથમાં રાજી થઇને બેઠા, સુભદ્રા ત્યાં જ્યારે;હથીયાર સજીને સજ થયો, અભેમુન આવ્યો ત્યારે. ૧૭ ચાર અછોડા ઘોડાના લીધા, પોતાના કરમાંય; રથ હાંકવા ગયો અભેમુન્ય, સામી આવી ગાય. ૧૮ વીદુર

૭ ત્યાં વચન બોલ્યા, દીકરા રાખજો હામ; સુકનમાં પેલી ગાય મળીછે, થવાનું નીસ્ચે કામ. ૧૯ નગંર બારણે ચાલી આવ્યા, કુંવરને વલી માત; હેવાંમાં ત્યાં તે ઠેકાણે, તર્ત પડીછે રાત. ૨૦ શીયાલીયા શબ્દ થાય છે, નથીરે ગણુનો આપ; રથ હાંકે સપાટે ત્યાં આડા ઉતરે સાપ. ૨૧ તોયે લેખામાં નથી ગણુનો, ઝપાટે હાંકે જાય. માતા રથમાં બેઠાછે ત્યાં, પછે થયાં આડાય. ૨૨ દુર પંથે આગલ ચાલ્યા, આવે ઘાડુ વન; બે રસ્તા મોટા આવ્યા, બોલ્યો અભેમુન્ય. ૨૩ અભેમુન્ય કહે માતા મારી, શો કરવો ઉપાય; આ બેમાંથી કીયોરે રસ્તો દવારકામાં જાય. ૨૪ એ બંને વાત કરેછે, બેઠા રથની માંહી. ચૌદ લોકના નાથને, દવારકામાં ચંતા થઇ. ૨૫ ભાણેજ મારો આવે એકલો, એમ ધારે રણછોડ; એ જીતીને નથી જવાનો, જોઇએ એની જોડ. ૨૬ શ્રીકૃષ્ણને ગમતી વાત છે, વીચારે સરવથી; મોટા ભાઇને મે કહુ પણ કહુરે માન્યુ નથી. ૨૭ પ્રભુ કહે પાંડવ સુજ ભકતો, એને અપાવુ કન્યા; કૌરવ કપટી શું કરવાના, આવે કરવા અન્યા. ૨૮ માટે મારા ભક્તને હુ અપાવુ કન્યા આહ, મારખાઇને કૌરવ જાશે, તેમાં નહી સંદેહ. ૨૯ એમ જાણી ઉલટ આણી, સમજ્યા જાદવરાય; પોતાની બેન સુભદ્રાને, ભુલવણી કરી ત્યાંહ. ૩૦ ડાબા હાથનો રસ્તો મુકયો, ચડયારે જમણી વાટ; અભેમુન્ય રથ હાંકયો જાયછે, જ્યાં ઉંચા નીચા ઘાટ. ૩૧ પહાડી ઝાડી ઝાઝી આવી, વલી અંધારી રાત; ઘોડાઓને ચાલવાને નથી સુઝતી વાટ; ૩૨ ઉદાસી થયો અભેમુન્ય, સાંભલો મારી માત; આ ઝાડી ઘણી વસમીછે તે, રસ્તો તો ભુલાય. ૩૩ સુભદ્રા સોચના કરેછે, હવે શું કરશું તન; દવારકાનો રસ્તો નોહે. આવ્યું ઘાડું વન. ૩૪ સુભદ્રા રથમાં સુતાંછે, રથ હાંકયો જાય; ઘોડા ખમચાઇ ઉભા રહે છે, અભેમુન્ય અકળાય. ૩૫ ત્યાર પોતે તે ઠેકાણે મન કર્યો વીચાર; શા માટે હવે દુખ પામશું, નથી વીદયાનો પાર. ૩૬ એમ જાણી ધનુષ તાણી, લીધુ કરની માંહ; અગનાસ્તરનો મંત્ર ભણીને, વનમાં મેલ્યું તાંહ. ૩૭ સુર સપાટે ચાલ્યુ ઝપાટે, બાણ અગનીનું જેહ; ચારે પાસે અગની ઉઠયો તેમાં નહી સંદેહ. ૩૮ લીલા સુકા વૃક્ષો બળેછે, ધુમ્ર ગગને જાય; હેડંબાના વન વીશે, લગાડી એને લાય. ૪૦ માયાવીનું વન બાળે, અજવાળુ દેખાય; તે અજવાળે રથ ચાલે, જાગ્યા રાક્ષસ ત્યાંહ. ૪૦ ઝબકીને એ જાગી ઉઠયા, રૂડયા રાક્ષસ જ્યારે; અરે દૈવ આ શું થયું છે વન બાળ્યુ અત્યારે. ૪૧ સાગ સીસમને સરગવોને કુસમ

વનના ભોથા; મોગરો મરડાઇ ગયોને, માંહી ભમરાંમારે ગોથા. ૪૨ નાલી ફુલીને નારંગી, જેના નીચા નેત્ર; તે સઉ સંલગીને ઉડયા ખજુર ખારેક ખેત્ર. ૪૩ વાઘ વરૂને શીયાળવા, ચીતરા દેછે ફાળ; રાફડામાં સાપ સુસવાડે, જાણ્યુ નાગે આવ્યો કાળ. ૪૪ મ્રગ હસ્તી ભુંડ ભડકયાં, રીછડાં રોઝની વસ્તી; સાહુડીને સસલા બોલ્યાં આવે ઉપર ધસ્તી. ૪૫ જનાવર ઝાઝા બળવા લાગ્યા, જીવ સરવના જાય; આવું કૃત્ય કોણે કરૂને, લગાડી બાગમાં લાય. ૪૬ રાક્ષસે દીઠુ ઝબકી ઉઠયા, માયાવી બળવાન; ત્રણ તાડના ઊંચા આવ્યા, ગઇ શુદ્ધને સાન. ૪૭ હેડંબા ત્યાં રાજ કરેછે, રહેછે ઉલટ આણી; પાંડુ પુત્ર એને પરણેલો, ભીમ તણી એ રાણી ૪૮ માયાવી પુત્ર ગટોરગછ, બહાદુર છે બળવાન; અરજુન પુત્રે અગની મુકીછે સુભદ્રાનો સંતાન ૪૯ મોટા રાક્ષસ થયા ભેગા, સર્વ મળ્યાછે ટોળે; રીસ કરીને ચીસ પાડી, આવી ઉભા ફાટે ડોળે. ૫૦ આપણી રાણી હેડંબાને. કરો જઇને જાણ; હેવો અકરમી કોણ આવ્યો, કાડી નાંખો પ્રાણ. ૫૧ હથીયાર લીધાં હાથમાંને, ચાલ્યા ચડી ચોટ; અભેમુનના સામા આવ્યા, કરીયો મોટા કોટ. ૫૨ દેવથી પણ નવ જેવાયે,એવો કુંવર બલીયો; બાગ એનો બાલી નાંખ્યો, કોઇ નવ ભય કળીયો. ૫૩ માટે કેમ ઉભા રહાછો, શાને કરો શોર; પકડી બાંધી લેઇ ચાલો આવ્યો હાથમાં ચોર. ૫૪ હથીઆર લીધા હાથમાંને, એક હાથ લાંબા દંત. સુપડા જેવડા કાન કહીયે, બાહાદુર છે બળવંત. ૫૫ સામા નાઠા આવ્યા ચાલી, ઝાલીને હથીઆર; ઝાડ પહાડ લાવી નાંખે, કરે સુભદ્રા પોકાર. ૫૬ અરે દૈવ આ શું થયુને, કરેછે બુમરાણ; આ ઠેકાણે પુત્ર મારાના, કાહાડે પલકમાં પ્રાણ ૫૭ હું નીરભાગીને આ શું થયુ, સાંભળો પુરૂષ પુરાણ; જાન અહીયા રહી ગઇને, આતો થવાની કાંણ. ૫૮ રાક્ષસ દેખી ત્રાસ પામ્યા, ચીતમાં ચંતા ચડી; સુભદ્રાને મુરછા આવી, તરતે રથમાં પડી. ૫૯ પ્રાણ ઊંચો ચડી ગયો છે, બની ગઇ બેભાન; હવે ઉદાસી થઇ ગયોછે, અભેમુન રાજન. ૬૦ વલણ ઉદાસી મનમાં થયો અભેમુન્ય જે રાય; માતા માહારી પડી રથમાં, માંડયુ છે રોવાય.

## કડવા ૭ રાગ છંદ લલીત.

શું કરૂં હવે, માત માહરી; લગનના થયું, જાત તાહરી. ૧ હુશ ગઇ હવે, સુજ આવડી; સુખે સુતા, નીંદ્રા આવડી. ૨ રૂથ વીશે પડી, લગન

મુકીને; લાવ્યો હું અહી, ચતુર ચુકીને. ૩ શી વલે થશે, જીવતો જશે; આંસુ લાવીને, હાથ બે ઘસે.૪ હુશ હતી તને, લેઇ આવી મને, કષ્ટ કારસું; આવ્યું આ વને. ૫ પીતા માહરો, વન વીશે ગયો; તુજ વીના હવે, એકલો રહો. ૬ શુ કરૂ હવે, શી વલે થશે; હાથ આવેલી; કન્યા એ જશે. ૭ હુશ હતી ઘણી, પરણવા તણી, અરણ્ય તું પડી, વાત મેં સણી. ૮ શ્રીહરી હવે, સાહતા કરો; અરજ સાંભળી, ધ્યાનમાં ધરો. ૯ તમ વીના મને, સુજ પડે નહી; શુ કરૂ હવે; એકલો અહી. ૧૦ દુખ દહીતનું, માર મારશે; તમ વીના અહી, કોણ ઉગારશે.૧૧ સત્ય શ્રીહરી, પ્રભુ તમે જુવો; વન વીશે હવે, એકલો હુવો. ૧૨ મરણ માહરૂ, થાય તો ભલુ; દુખ દારૂણથી, હુ હવે રળુ. ૧૩ વલણ. રૂદય એનું ભરાઇ ગયું, આંસુ નીકળ્યાં જાય; વ્યાસ ત્રીકમ વાણી વદે, ત્યાર પછે શું થાય.

## કડવા ૮ મું રાગ ચોપાઈની સાખી.

પછે રૂષી વૈશંપા બોલ્યા, સાંભલ્યને તું રાય; ત્યાર પછે શું નીપજ્યું, કહુ વીસ્તારી મહીમાય. ૧ અભેમન્યુએ વિચાર કર્યો, રહા રડવામાં ફાંસુ; હવે હઇયામાં હીમત રાખુ, કાહાડી નાંખું આંસુ. ૨ દુષ્ટ પાપી દહીત નડશે, તતબર વેહેલો થાઉ; જીવ માનો ઊંચો છે તે, અહીથી લેઇ જાઉ. ૩ પાછળથી એને શુદ્ધી આવે, નહી રાખુ રથમાય; રથ ઉપર પાહાડ ઝાડ નાંખે, તો માતાનો જીવ જાય ૪ એવુ જાણી ઉલટ આણી, ચતુર થઈ નવ ચુકી; કોઇને ખબર પડે નહી, તે જગાએ દેઉ મુકી. ૫ ઝાઝી ઝાડની ગફામાં જઇ, કચરો નાંખ્યો કાહાડી; કોઇથી દેખાયે નહી ત્યાં, સુવાડી સુભદ્રા માડી- ૬ પછેરે આવી રથમાં બેઠો, અરજુનનો કુમાર; ઘોડાના અછોડા ઝાલ્યા, હાથ લીધા હથીયાર. ૭ માયાવી રાક્ષસ નાઠા આવ્યા, દારૂણ મહી દોટ; અભેમન્યુનો રથ ગેરી કર્યો કુંડાળે કોટ. ૮ અલા અધરમી કયાંથી આવ્યો, બોલા મુખે વાણી; દહીત જાતમાં મનુષ કયાંથી, તુજ અકલ વેચાણી. ૯ છું તું કોનો છોકરોને છાકે છકયુ કેમ બોલે. મા બાપ તારાં કોણ છે તે હીંમત નહી તુજ તોલે. ૧૦ ઘેલા મનુષ ગામ તારૂં, ઠામ ઠેકાણું કયાંહ. સમજયા વીનાનું અકરમી તું, આવી પોચ્યો આંહ. ૧૧ અભેમન્ય કહે અધરમીછો, હુ રાખુ હજુ માઝા; શા માટે નથી ઓળખતો, સઘળી પૃથ્વીનો રાજા. ૧૨

દહીતને મનુષનો રાજા, બોલજ્યે વીચારી; તમે અમારા ખંડણીયાછો, આ ભોમી સઉ મારી. ૧૩ વાત સાંભલી અભેમુન્યની, સરવે મન વીચાર્યું; હવેરે તારે મરવાનું છે, તેં તારે હાથે ધાર્યું. ૧૪ કયારનો તું બકયા કરેછે, આયુષ દોરી ટુંકી; માથે મરણ આવી પહોંચ્યુ, નથી જવાના ચુકી. ૧૫ લાંબું ટુંકુ શું બોલેછે, બુધી હીણા બાળ; હમને પગે લાગ્ય નીકર, આવ્યો તારો કાળ. ૧૬ અહીંથી જીવતા જવુ હોય તો, તતપર વેહેલો થાને; રાજા અમારા મારે તુજને, માટે નાશી જાને. ૧૭ એવું કહીને ક્રોધ કીધો, બહુ કરી બુમરાણ; હથીયાર લેઇને ઉછળ્યા, માગ્યા નીરવાણ. ૧૮ ઉછળીને બળીયા બાઝે, કરતા ઝા ઝુ જોર; ઝાડ પાહાડને ઉખેડી નાંખે, કરે સપાટે શોર. ૧૯ અભેમુન્યના સામા આવે બળ કરીને બાઝે; આડા અવલી લાતો મારે ઘણાક રણમાં ગાજે. ૨૦ હમણા એને મારી નાંખો, વાણી અવળી ભાખે; મોટા ઝાડને ઉખેડીને, એના સામે નાંખે. ૨૧ જંગલીયોનું જોર જોઇને, સુભદ્રા સંતાન; ધનુષ લીધું હાથમાંને, મુકતા સાંધ્યા બાણ. ૨૨ ચતુર જોતા ચારે પાસે, સમજે મનની માંહ; આડા અવલી દહીત થાયે ચુકાવીદે ત્યાંહ. ૨૩ અભેમુન્ય તીર તાકી મારે, વાગે કોઇને અંગ; બાણ વાગે છાતીમાં તો, પડેરે તેને સંગ. ૨૪ તોયે દુષ્ટ દહીત ન ડરતા; કરતા અપરીત જુધ; અભેમુન્ય કહે હજુ નથી મરતા, ગઇ સાનને શુધ. ૨૫ સંતાપ કરતો ચંતા ધરતો, હજુરે નવ જીતાય; હેવામાં એને સાંભરી આવ્યું, શો કરવો ઉપાય. ૨૬ મારી માના ઉદરમાં હું, રહેતો અઢાર માસ; માયાવીને મારવાનું, શીખવ્યુ અવિનાશ. ૨૭ મુજ મામાએ હેતુ કહ્યું તું, જે મરે નહી કશાથી; ગમે એટલા બાણ મારીયે ન મરે તરવાર ધાથી. ૨૮ તે સામળીયાએ શીખવ્યુ મુજને, સાંભર્યું નીરવાણ; હવે માર્યા વીના ન મુકું, લેઇ શીવનું બાણ. ૨૯ એમ ધારી મન વીચારી, બાહાદુરે બાણ લીધું; શીવજીનો મંત્ર ભણીને, તરત મુકી દીધું. ૩૦ ચકરી ફરતુ બાણ ચાલ્યું, શીર ચાલ્યાછે સીધા; દુષ્ટ દહીત જે આવ્યા સામા, અલોપ તેને કીધા. ૩૧ બે હજારને બહાદુરે માર્યા, વખત આવ્યો માઠો; એવામાં એક દહીત ઉગરો, રાજાને કહેવા નાઠો. ૩૨ અભેમુન્ય દીઠો નાઠો, રોહેવાયો નહી માર; એ અકરમી છોડ ગયો, ત્યાં કેહેશે સમાચાર. ૩૩ રાણી પાસે આવ્યો ઉદાસે, ઘણોક કાહાડયો ચાંટો; બાઇ સાહેબ વેહેલા ઉઠો, થઇ આવ્યો હું રાટો. ૩૪ આપણા બાગમાં આગ લગાડી, હું સમાચાર લાવ્યો; કુંવર છે કોઇ રાજાનો તે અડી અત્યારે આ-

વ્યો. ૩૫ હુંગમાંથી રાણી ઉઠી, આતે શું કહેવાય; એવો અધરમી કોણછે તે, વનમાં લગાડી લાય. ૩૬ કળકળીને બળી હૈયામાં, આવી બારીએ રાણી; હવે તું ગભરાઇશ નહીંને, કહેને સાચી વાણી. ૩૭ બાહ પુરૂષ કોઇ આવ્યો બાગમાં, જીવ સરવના જાય; આણે વન આપણું બાળ્યું, લગાડી છે લાય. ૩૮ માટે ઉઠો વેહેલા ચાલો, સાંભલી હેવી વાત; કુંવર જ્યાં સુતો પોતાનો, તેને મારી લાત. ૩૯ વલણ. કુંવરને લાત મારી, ઉઠ્યો ત્યાં નીરધાર; વ્યાશ ત્રીકગ વાણી વદે સાંભળ્ય સુજ કુમાર. ૪૦

## કડવા ૯ મું રાગ અહો રાયજીના.

વૈશંપાયે એગ્ણીપર બોલ્યા, સાંભલ્યેને તું રાય; ત્યાર પછી શું નીપજ્યું, કહુ વીસ્તારી મહીમાય. અહો રાયજી. ૧ હેડંબાયે વન સલગતું, દાઝ્ બાવરી બની તે વાર; આવું કરમ કોણે કર્યુંછે, પુછો સમાચાર. અહો રાય ૨ દહીત કહે આ માતા મારી, વાડી બાલી નાંખી; એવું કરમ કોઇ મનુશે કર્યુંછે, નવ્ય રહ્યા અમો શાંખી. અહો. ૩ એક પુરૂષ છે દા એકલો, તેને લગાડી લાય; અમો સરવે ભેગા થઇને, ગયા ત્યાં મારવાય. અહો. ૪ તેને પણ ત્યાં જુલમ કરીયો વાળ્યો કચરઘાણ; હજાર દહીત અમો હતા તે કાહાડી નાંખ્યા પ્રાણ. અહો. ૫ બાળક દેખાય મનુસ જાતીનો, કોઇ નથી તેની સાથ; નીરભયથી એને હથીઆર લીધા, પોતા કેરે હાથ. અહો. ૬ એક બાણે સૌને માર્યા, નથી રહ્યુ કોઇ બાકી; એના ઉપર ઝાડ પાહાડ મારી, અમે ગયાતા થાકી. અહો. ૭ તેવામાં એણે બાણ માર્યું કર્યો કાસ્મો કોપ; જુધ કરતાં અમને દીઠા, સરવે કર્યા અલોપ. અહો. ૮ મારૂ જોર ત્યાં ચાલ્યુ નહી તે, વીચાર મનમાં લાવ્યો; દોટ મુકી દોડતો હું, અહીયા કેહેવા આવ્યો. અહો. ૯ રૂદય ફાટતે રાણી રૂવેછે, આવ્યા આંખે પાણી; એવો અધરમી કોણ આવ્યો, કરી નાખ્યુ ધુળધાણી. અહો. ૧૦ રોતી રોતી આંસુ લોતી, ચડી સાતમે માળ; ગટોરચ્છ ભર નીંદ્રામાં હતો, ઉઠાડ્યો પોતાનો બાળ. અહો. ૧૧ સંતાન મારા શું સુતોછું, કર્યો કોઇએ કેર; આપણા વનમાં આજ આવી વાળ્યુ ઝાઝુ ઝેર. અહો. ૧૨ કરી ગર્જના ગટોરગચ્છ બોલ્યો, દીધોછે જવાપ; ઉઠો દીકરા જઇને જુઓ, કોક આવ્યો તારો બાપ. અહો. ૧૩ માટે ત્યાં જઇને જુવોને, લગાડ્યુ લાખેણું વન; હજુ દલદ્રી શું સુતોછું, ઓરે મારા તન. અહો. ૧૪ એક પલકમાં સૌને પોહારાડવા,

સુંતું કરે મનસુબો, રીસ ચડાવી શીશ પછાડી, તર્ત થયો એ ઉભો. અહો. ૧૫ માતા માહારી ચંતા ન કરશો, હું તો તતબર થાઉં; જોવાદો એ કોણછે, એને ઉભો ગળી જાઉં. અહો. ૧૬ એમ કહીને ચાલી આવ્યો, અગની દીઠો અપાર; ભડકા ભારે દેખીને એને, મન કર્યો વીચાર. અહો. ૧૭ પવન ચાલે શુર સપાટે, ઝપાટે સળગે ઝાડ; ચારે પાસે વન બળેછે, સાગ શીશવને તાડ. અહો. ૧૮ ભારે આગના ભડકા દીઠા, હવે વલે શી થાય, હું પેહેલો એ પાપીને મારૂ, પછે જાઉં હોલવાય. અહો. ૧૯ બીજા રાક્ષસને જઇને પુછુ કહોરે સમાચાર; બેશી રહામાં માલ નથી હવે, મારો એને માર. અહો. ૨૦ હેડંબાનો શુત ત્યાં આવ્યો, વીચાર કરીયો મન; હવે જીવતો મુકું નાહીને, આજનો એને દંન. અહો. ૨૧ એવું કહીને નીકળી આવ્યો, તર્ત નીકળ્યો બાહાર; રીશે શીશ પછાડયું, કર્યા તંતુ અપરંપાર. અહો. ૨૨ જીણા જીણા થયા જંતુ,સુતર સરખા દેખાય;પૃથ્વીનો જ્યાં પવન લાગ્યો,મોટા રાક્ષસ થાયે અહો.૨૩ તાડ સરખા ઉંચા બુચા,હાથ જેવડા દંત.પોહોળા મુખે આવ્યા સુખે, દેખી ચતુરને થાય ચંત અહો. ૨૪ પરાક્રમે પુરા નહીં અધુરા,સુરાના સરદાર; ડોળા દેખાયે ગોળા જેવડા, કરતા મારોમાર. અહો. ૨૫ ભારે સૈન્ય સાથે લીધું, કરીયો કારમો ક્રોધ; હેડંબા દેખી આણંદ પામી, ભારે જબરા જોધ. અહો. ૨૬ હશીને હેડંબા બોલી, તે સૈન્ય લાડાલુ; તારી જોડ તુજ પક્ષ કરવા, દીકરા હું તો આવુ. અહો. ૨૭ ગટોરગચ્છ મુખ વાણી બોલ્યો, સાંભળો મારા માત;તમે માતા રણમાં આવો તો, વગો થાય ઉત્પાત. અહો. ૨૮ પુરૂષ સાથે પુરૂષને લડવું, નથી નારીનું કામ; ફકર ચંતા મારી ન કરશો, રાખજો હૈયે હામ. અહો. ૨૯ કદાપી હું હાર પામુ તો, આવજો વાહારે માડી; એ એકલાને મારવો તેમાં, તમે મેલો હઠ છાંડી અહો. ૩૦ એ અંધારી રાતે આવ્યો માટે લગાડી લાહ; તે માટે આ દીકરા મારા, કરીશ તારી સાહ. અહો. ૩૧ જુધ કરતાં તું હારે તો, હું જોઇશ આવેથી ચક્ષ; તારૂ જોર જો નહી ચાલે તો, હું કરીશ એને ભક્ષ. અહો. ૩૨ તે માટે હો દીકરા મારા, કયારે દેખીશ માતુસકાળ; હા કહે તો જોડે આવુ, મને પેટમાં ફાળ. અહો. ૩૩ તોયે એને માન્યુ નહીંને, આગના આપી ત્યાંહ; પગે લાગી ચાલીયોછે, જુધ કરવાને જાય. અહો. ૩૪ દહીત ચાલો એને ઝાલો, મારો એને માર; છાકે છકેલુ છોકરૂ એ, બાહાદુર એ બાંળનાર. અહો. ૩૫ જુલમ ઝાઝો રાખુ ન માઝો, એના તે શા ભાર; મારા બાગનું રક્ષણ કરતા, તેને

એ મારનાર. અહો. ૩૬ મારે સઘળા ચાલી નીકળ્યા, થયારે સઘળા સ્વચ્છ; કેડ કશીને બાંધી લીધી, ભલો ભીડાવ્યો કચ્છ. અહો. ૩૭ મારો મારો મુખ પોકારે, ઉરાડે ધુળ ઘણી; લાજ મારી લેવા આવ્યો, પેલો મારી ભ-ણી. અહો. ૩૮ એવુ જાણી ઉઠયાં સરવે, કરેરે મારામાર; મુખ પોહોળા બો-હોળાં આવ્યા, ધારૂ અરજુન કુમાર અહો. ૩૯ ધરણ ધ્રુજે કાંઇ ન સુજે ચાલે ઉછળતી ચાલ; અભેમુન કહે મારી નાખુ, શતરૂનુ કાઢુ શાલ અહો. ૪૦ ચીસ પાડે શીશ પછાડે, મોટા કાડે ડોળા; અભેમુન બહુ બાણ મુકે, ગોફણ ને વલી ગોળા અહો. ૪૧ ચતુર થઇને ચેતી ગયો, હતો ઘણો હુશીયાર; દોટ મુકી સામો આવ્યો, એમાં એક સરદાર અહો. ૪૨ સામા આવી સરવે ઉભા, દેવા એને દુખ; અભેમુન કહે હવે હારૂ તો, લજવાય માની કુખ અહો. ૪૩ વલણ. દુખ દેવા ઉભા રહ્યા, જ્યાં અરજુન કુમાર; વ્યાસ વાણી ઉચરે, સાંભળને નીરધાર.

## કડવા ૧૦ મું રાગ હાહાંરેનો

ગટોરગચ્છ મુખ વાણીરે બોલ્યો, સાંભલ્ય રથ બેસનારા; મારારે સામો તું નહી ફાવે, આવે તુ મારખાનારા, હાંહાંરે અલ્યા શેશના આગળ, અળસીયા જેમ કરે; હાંહાંરે અલ્યા સીંહની, આગળ સ્વાન સુનું; હાંહાંરે અલ્યા કંચન કથીર કેળને તું કાંચકી, હાંહાંરે અલ્યા અમ્રીત આગળ વીખ ભુંડું હાંહાંરે અલ્યા સાગર આગળ ખાબડા જેવું, હાંહાંરે અલ્યા ગાયન આગળ રાંડ રૂડુ. ગટોરગચ્છની વાણી સાંભળી, બોલ્યો બાહાદુર ભારે ભુંડું. અભેમુન્ય કહેછે હાંહાંરે અલ્યા પથરની જાત તે રતનને શું ઓળખે, હાંહારે અલ્યા ઢાઢ શું જાણે અમ ઠાકરનો. હાંહાંરે અલ્યા મેહેલનો મહીમા તે નવ્ય જાણો, હાંહારે અલ્યા વખાણ કરે નાના છાપરનો. હાંહાંરે અલ્યા ખાખરની ખોશકોલી જેવો, હાંહાંરે અલ્યા સ્વાદ શું જાણે તું સાકરનો. હાંહાંરે અલ્યા રાયનો મહીમા તું નવ્ય જાણે, હાંહાંરે અલ્યા આખર તું જાત ચાકરનો. હાંહાંરે અલ્યા પર્વત મોટા પેખ્યા નહી તે તો, હાંહારે અલ્યા વખાણ કરે નાના કાંકરનો. વલણ એક એકને સામા સામી બોલી થઇ અપાર, વ્યાસ ત્રીકમ વાણી વદે શું કરે ભીમ કુમાર.

## કડવા ૧૧ રાગચોપાઈ

બોલ્યા વૈશંપાયે વચન, સાંભલ્ય જનમેજેરાજંન; વાણી બોલ્યો

ગટોરગચ્છ એમ, જોઇ ઉભા સઘળા કેમ. ૧ એને મારી નાંખો ઠેર, મને આવેછે ઝાઝુ ઝેર; ખાધેલ પીધેલ છોકરો જાજો, માટે એના સામો ધાઝો. ૨ મારા બાગમાં લગાડી લાય, હવે જીવતો તે કેમ જાય; મન મેલીને મારો માર, એકલાના શા ભાર. ૩ હવે થવાનો રણમાં રંગ, એના ગાત્ર કરોને ભંગ; આપી આજ્ઞા ગટોરગચ્છ, સરવે ભીડાવી લીધા કચ્છ. ૪ લીધા ઉઘાડા હથીયાર, પછે દેવા માંડયો માર; પાડે ચીસ મોટી સરવથી, પણ અભેમુન્ય ડરતો નથી. ૫ આવ્યા વાંસડાના ઝાડ કહાડી, ઉપર નાંખે ઝાઝી ઝાડી; આજ કાડો એનું મુળ, કંઇક ઉછાળે ઝાઝી ધુળ. ૬ રણ રાતા તાતા થાય, સાતા નથી મનની માંહ; કાહાડે હાથ હાથના દંત, દેખી ચતુરને થાય ચંત. ૭ એમ દહીતે દેવા માંડયું કષ્ટ, જુવે કુંવર એકે દ્રષ્ટ; જાણે કોકજ ગળવા આવે, કંઇક આંખોના ડોળા ચઢાવે ૮ ધારી ધારીને ઢેખાળા મારે, દુષ્ટ દૈત પોક પોકારે; પછે હેડંબાનો કુમાર, માથુ પછાડયું પૃથ્વા મોઝાર. ૯ એછે માયાવી અવતાર, કર્યા રાક્ષસ વીસ હજાર; પછે ઉછાળે ગોફણુ ગોળા, આવે ઉપરા ઉપરી ટોળાં. ૧૦ મારે માર ઘણેરો ત્યાંહ, નથી અકળાતો મનની માંહ; ગટોરગચ્છ વીચારૂ મન, આપી આજ્ઞા દુષ્ટ તે દંન. ૧૧ હવે કરજો એને વીઘન, એવુ કરીને ગયો ગગન; આજ જણાવો ઝાઝુ જોર, હવે હાથમાં આવ્યોછે ચોર. ૧૨ બહુ દહીત કરેછે બકોર, હવે કયાં જઇશ હરામખોર; મારે આગળ પાછળથી માર, અકળાવ્યો અરજુન કુમાર. ૧૩ આવે માર તે લેછે સંભાળી. ઝાડ પાહાડ જાય સૌ બાળી; તોય જુધ કરે તે સંગ, જાળવેછે ઝાઝુ અંગ. ૧૪ તોય ઘણી કરેછે વૃષ્ટી; કુંવરને દેછે બહુ કષ્ટી; પછે અકળાયો અભેમન, મારૂ મરણ થાશે આ દંન. ૧૫ કાયા થરથર એની કંપે, દહીત ઘડીવાર ના જંપે; આજ જીવડો મારો જાય, મારૂ ચામડુ અહી ચુથાય. ૧૬ આવ્યા આંખમાં ઝાઝા આંસુ, હવે કલેશ કરવો ફાસુ, બહુ બાણ મારે ઝપાટે, શર છોડયા સર સપાટે. ૧૭ વજ્રબાણુ મારેછે બહુ, નથી ગણતાં દહીત તે સહુ; પછે મેહેલ્યુ મોહાસ્ત્ર બાણ, જાણે લેવા એના પ્રાણ. ૧૮ તે સર ત્યાં ઊંચો જાય, ગટોરગચ્છને વાગ્યુ ત્યાંહ; વાગ્યુ છાતીમાં ઊંચો ચડીયો. ત્રણ જેજન જઇ પડીયો. ૧૯ પડયો મુરછા થઇને બેભાન, એની ગઇછે શુદ્ધ્ય નેશાંન; જેયુ બીજા દહીતે જ્યારે, થયા સઉ ઉદાશી ત્યારે. ૨૦ અભેમુન્યે વીચારૂ તે દંન; હવે માયા કરૂ છેદન, ભણો માના ઉદરમાં ક્રુંચ, તે

ભુલી ગયો હું શુય. ૨૧ આતો માયાવી અવતાર, એને વાગે નહી હથીયાર; મને મામાએ ભણાવ્યું જેહ, મારા મનમાં થયો સંદેહ. ૨૨ લેઉ શીવમંત્રનુ બાણુ, તેથી જાશે દહીતના પ્રાણ; શીવ મત્ર ભણ્યો સાક્ષાત, બહુ બળે લીધું હાથ. ૨૩ ધનુશ ઉપર ચઢાવ્યુ જ્યારે, જોર કરીને મારૂં ત્યારે; એમ કર્યો કારમાં કોપ, દહીત માયા કરીછે અલોપ. ૨૪ હવે નવ્ય રહુ રણ માંહ, હવે કોણ આવેછે આંહ; વળી મુરછા ગટોરગચ્છ, ઉઠયો સાંભળીને થઇ સ્વચ્છ. ૨૫ નવ દીઠો દહીત ત્યાં એક, આ છોકરે વાળ્યો છેક; વીચાર્યું હેડંબાનો કુમાર, મારૂં માથુ પૃથ્વી મોઝાર. ૨૬ એને લાગી નહી ઘડીવાર, રાક્ષસ કરીયા એક હજાર; હવે મચાવો બહુ ભુમરાણ, કાહાડો શત્રુનો તમે પ્રાણ. ૨૭ અભેમુન્યે હોંકારો સાંભળીયો, પાછો ક્રોધે ત્યાં કળકળીયો; ગટોરગચ્છે વાણી કહી, કાંઇ ઝાડ પાહાડ લેશો નહી. ૨૮ કરો ગર્જના ગંભીર ઘોર, કયાં જશે આપણો ચોર. ઉછાળેછે ધુળ અપાર, કરી નાંખ્યો ત્યાં અંધકાર. ૨૯ કર્યું અંધારૂં ત્યાં તો અતીસે, ગટોરગછ ભરાયો રીસે; હવે કાડો એનું મુળ, ખોબે ખોબે ઉછાળો ધુળ. ૩૦ અભેમુન્ય ત્યાં રેણું ભરાયો, મન પોતાને અકળાયો; વીચાર કરે સરવથી, એની આંખો ઉઘડતી નથી. ૩૧ વલણ આંખ ઉઘડે નહી એની,અકળાવ્યો અથાગ; એટલે ગટોરગછને લાખેણો આવ્યો લાગ.૩૨

## કડવા ૧૨ રાગ દોહરાનો.

વૈશંપાયે રૂષી એણીપેર બોલ્યા, સાંભલ્ય તું રાય; વીસ્તારી તુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય. ૧ કુંવરને અકળાવી નાંખો, સાંખો નહી એક બોલ; ધુળ ઇછાળી ઘણીક ત્યાં, કરો તરણાને તોલ. ૨ આંખો મીચી તીચી દ્રષ્ટી, કષ્ટી પામો અપાર; હવે મારૂં મરણ થાશે, પડે ઘણેરો માર. ૩ રેણુ ઉડી ભારે ભુંડી, ભરાઇ ઝાઝી વસ્ત્ર; હાથ માંહેથી હેઠા પડીયા, તરત એના સહસ્ત્ર. ૪ ઊંચેથી ગટોરગછ આવ્યો, વીચાર મનમાં કીધો; રથમાં એ બેઠેલો હતો તે, તરત ફેકી દીધો. ૫ ઘોડા એના મારી નાંખ્યા, કર્યો ઘણો અનરથ; ભાગીને ભુકો કરી દીધો, તાંતો એનો રથ. ૬ પગપાળો ઉભો રહેછે, સુભદ્રાનો તન; ગટોરગછ ત્યાં આવી બાઝયો, વીચારીને મન ૭ પછે બને બળીયા બાથે પડીયા, કરવા માંડી કુસતી; લાતો ગડદા પાટુ મારી, ઉરાડી દીધી સુસ્તી. ૮ કુણીયોના માર મારે, ગડદા પાટુ ઘાલે; એક

એકના ઉપર પડતા, માર ઘણેરા સાલે. ૯ નથી ડરતા કુસતી કરતાં, નવ રહે ધરણી ધર્ણ; ચતુર ચોટમાં જે ચુકે તેનું. નિશ્ચે થાયે મર્ણ. ૧૦ એમ વીચારી મનમાં ધારી, ઉછળે અપાર; બંને બહાદુર બાઝયાછે તે, ઘણો કરે પોકાર. ૧૧ અરે દૈવ આ શું થવાનું, નથીરે ધારણ ધીર; અજાણ્યા બંને બાઝયાછે, કાહાવે બળીયા વીર. ૧૨ પાંસળામાં મુક્ષી મારે તેની આવે હીક, એક એકના ઉપર કહીએ, માર પડેછે ઠીક. ૧૩ બેઉ બળીયા બાથે પડીયા, કેમે હાર્યા નવ જાય; ચરણની આંટી ભરાવે ભોંય પડને બેઠા થાય. ૧૪ ગટોરગચ્છનો ગડદો પડતા, બ્રમાંડ ભાંગી જાય; અભેમુન્યની મુક્ષી પડે તો, ફુલ બરોબર થાય. ૧૫ કડા ઝુડ કકળાટ કરતાં, માર ઘણેરા મારે; લપડાક લાપોટ પડે જોરથી, હેઠે પાડવા ધારે. ૧૬ બેમાંથી એક નથીરે હઠતા, રેણુ માં રોળાય; રાત અંધારી ભયાનક ભારી, ચામડા ચુંથાય. ૧૭ આગળ પાછળ દહીત સરવે, ઝાડ ઉખેડી નાંખે મુળ; તેથી જો કાંઇ નવ્ય ફાવે તો, બહુ ઉછાળે ધુળ. ૧૮ ધુળે બહુ ગભરાવી નાંખ્યા, ધરીરે મનમાં દવેશ; ટાંટીયા ઝાલીને ઉછાળે, ઝીકે ઝાલી કેશ. ૧૯ કુણી ઘાચે મનમાં સોચે, માર અતિસ શાંખે, વારા ફરતી એક એકના, હાડ ભાગી નાંખે. ૨૦ કાન ઝાલી ભાન ભુલાવી, મારે ચોટી લપડાક; નાસીકાપર મુક્ષી મારે, ખાય ઘણી થપડાક. ૨૧ એમ ઘણીક વાર જુધ કરેછે, વીચારે સરવથી; શરીર સઘળુ રોળાઇ જાયે, એકે હઠતા નથી. ૨૨ ઘણીવાર, ત્યાં થઇ ગઇ છે, માર બંને સહો; હેડંબાનો દીકરો સમજી, હેઠે બેશી ગયો. ૨૩ અંધારે હેઠો બેઠોને, વીચારી અતસકરણ; દાવ પેચમાં લાવીને, અભેમુન્યનો ઝાલો ચરણ. ૨૪ ખુબ દબાવી ઝાલી રાખો, ચડી ગઇછે રીસ; અભેમુન્યને હેઠો નાંખ્યો, પછાડી નાંખો શીશ. ૨૫ સુભદ્રા સુત પડી ગયોને, જીવ ચંતામાં પેઠો; માયાવીનો દીકરો તે, છાતી ઉપર બેઠો. ૨૬ એ અકરમી પાપી પુરા, મારી કરૂ ચક ચુર; હવે જીવતો મુકુ નહીને ઉતારૂ તારૂ નુર. ૨૭ ઉપર બેશી માર મારેછે, મુક્ષીનો અપાર; પાંસળા ભાંગી જાય છે, મુખ કરે પોકાર. ૨૮ ગટોરગચ્છ કહે બાગ બાળચો, કાહાડુ તારૂ મુળ; એમ કહીને અભેમુન્યના, ભરીરે મુખમાં ધુળ. ૨૯ બાહાદુરને ત્યાં બોલવાની, નથી રહી શુધ્ય શાન; હેડંબાસુત ગાજીયો છે, ભીમ તણો સંતાન. ૩૦ અભેમુન્યથી નથી બોલાતું. ધુળ મુખમાં અપાર; આશા મેલી જીવવાની, અરજુનનો કુમાર. ૩૧ ઘટી બે ઘટીકાયે જીવ જાશે, થાશે માહા ઉતપાત; દવારકામાં ચંતા ધરેછે, પોતે

દીના નાથ.૩૨માયાવીએ ઘણો ફાટયો, મારશે એને આજ; માટે હવે બેશી ન રહેવું, કરૂ જઇને કાજ. ૩૩ એમ જાણી ઉલટ આણી, બોલ ક્રસનએ કહ્યા; ગટોરગચ્છના રૂદીયામાં, ઝાઝી મુકી દયા. ૩૪ દામોદરે દયાને દીનતા મુકી છે અપાર; છાતી ઉપર બેઠોછે તે, મન કર્યા વીચાર. ૩૫ ક્રસન મનમાં વીચાર કરેછે, જીવ ભાણેજનો જાશે; મારૂ કહ્યુ મારા મુખમાં રહેશે, બાંધવનું કહ્યુ થાશે. ૩૬ એમ જાણીને કામ કરૂછે, પોતે દેવ મોરાર; ગટોરગચ્છને દયા આવી, વીચારૂ તે ઠાર. ૩૭ હવે એ મરી ગયોછે, એમ જાણી ઉઠી જાય; રાક્ષસ સહુ ટોળે કર્યાછે, વીચારી મનમાંય. ૩૮ ચાલ્યો ભાઇ સઉ ભેગા થઇને, અહીથી તતબર થઇયે; બાગ બધો બળી જાય છે, હોલવવાને જઇયે.૩૯ટોળુવળીનેસત્રળાનાઠા, બાગમાંબહાદુરજાય; એ કથા રહીએટલે તું સુણુ જનમેજેરાય. ૪૦ હેડંબા ઘેર વીચાર કરેછે, પોતે ત્યાં નીરધાર; હજુરે સુધી કેમ નવ આવ્યો, મારોરે કુમાર. ૪૧ તે માટે ઉઠી મનમાં રૂઠી. તતપર વેહેલી થાઉં; મારા પુત્રને માર પડશે, વાહારે એની જાઉં. ૪૨ સાત તાડવા ઊંચી થઇ છે, પાંચ તાડવા પાય; ચાર તાડવા હાથ કરીને, પક્ષ કરવા જાય. ૪૩ લોઢાના ચણા ચાવેછે, આવેછે રણમાંય; અંધારે નાઠી આવેછે, કુંવર સામો મેળો તાંય. ૪૪ માતા માહારી શીદ પધારો, મન ધરી ઉચાટ; દીકરાને દેખી થઇ રાજી, હું જોતીતી તુજ વાટ. ૪૫ બહુ સારૂ થયુ આવો દીકરા, મંન ઉદાસી થાઊં, તું જે પુરૂશને જીતી આવ્યો, તેને જોવા જાઊં. ૪૩ એની સાથે બીજુ કોણ હતું, તે તું કેહેને તંન, ગટોરગચ્છ કહે માતા મારી, તે એકલો છે જંન. ૪૭ નારી પુરૂશ નથી કોઇ ત્યાં, હતો કોઇનો બાળ, બહુ બાહાદુરને બળવાળો, મેં તેનો કરીયો કાળ. ૪૮ માટે માતા ઘેર પધારો, હું બાગ હોલવવા જાઊં, હેડંબા કહે દીકરા મારા, હું જોઇને આવુ. ૪૯ હેતુ કહીને હેડંબા ચાલી, માહાલી મંનની માંહ, ગડનાળા જેવડા નાકના મોટા કાંન ફફડાવ્યા તાંહ. ૫૦ રણુ વગડામાં ચાલી આવે જોવા માટે જાય, એ કથા રહી એટલે તું શુણુ જનમેજેરાય. ૫૧ શુભદ્રા મુરછાથી જાગ્યા, કુવર જુવે ત્યાંય, અંધારે ફાફાં મારે છે દીકરો નવ દેખાય. ૫૨ રથ ઘોડા ત્યાં નથી જણાતા, રૂવે છે અપાર, બુમો ધાંટા બહુ પાડે છે, કરે કુવરને પોકાર. ૫૩ વળણુ કુવરને પોકાર કરતી, કરે ઘણુ કલપાંત, વાશ ત્રીકમ વાણી વદે, થઈ ચીતમાં એને ચંત. ૫૪

# કડવા ૧૩ મું રાગ ચોપાઇનો

ત્યારે વૈસંપા રૂશી બોલ્યા, એમને મંન પડદા ખોલ્યા, સાંભળ પરીક્ષતના તંન, ત્યાર પછીનું કર્યું વરર્ણન ૧ ડાહા દીકરાને પોકાર કરતી, ભારે ભામની આંશુ ભરતી, કોય ઉતર સામો ન આલે, તેમ તેમ તે આગળ ચાલે. ૨ અરેરે કયાં ગયો મારા બાળ, દીશે વંન ઝાઝુ વીકરાળ, એતો કલપાંત ઝાઝુ કરતી, આખે આશુડાં અતી ભરતી. ૩ હાય હાયરે મુખ પોકારે, અહી કોણુ આવે મારી વાહારે, દીઠો રથ પોતાનો ભાગેલો, પુત્ર પોતા તણો ત્યાં પડેલો. ૪ પુત્ર દીઠો પડેલો ત્યાંય, આંશુ ચોધાર ચાલ્યા જાય, અરેરે શુ આ થયુ વંન માંહ, મારા પુત્રને મળીશ કાંય. ૫ એનો જીવ ગયો છે ઊંડો, દૈવે દેખાડયો દહાડો ભુંડો; હતી પરણવાની હોંશ, પડુ છેટુ ઝાઝા કોશ. ૬ હવે દૈવડા જાણી કંહી, હુંતો વનમાં રઝળતી થઇ, મારો એકે નથીરે ઉપાય, અહીઆ મારી વલે શી થાય. ૭ માહારૂ કરમ ફુટી ગયું, પુત્ર જાતાં કાંઇ નવ રહ્યુ; માતા કર પકડીને હલાવે, લાડકવાયા કહીને બોલાવે. ૮ ડાહા દીકરા એકવાર બોલો, તારા મનના પડદા ખોલો; નીરધનીયાને જાય તંન, મને રોતી મુકી વન. ૯ કરવુ ન ઘટે મારા પુત્ર, મારૂ ભાગી ગયુ ઘર સુત્ર; નારી નયને નીરના માય, એ મુખે કરે ત્રાહ ત્રાહ. ૧૦ સી મતી આ મુજને સુઝી, મારી જતી રહીછે પુજી; મેતો ઘણી ખાધી ભુલ થાપ, ઘેર દઇશ શો જવાપ. ૧૧ મારો ગ્રહ થયો છે વાંકો, નવ્ય દીકરા રહ્યો આંકો;મને થાય મનમાં પસ્તાવો, કયાંથી દીવસ આવ્યો હાવો.૧૨ મને રાંકડીને રણમાં રોળી, રૂવે ભામની ભારે ભોળી; તુજ જાતા સરવે ગયુ, મારૂ ખોલીયુ અહીયા રહ્યુ. ૧૩ મને દીધુ દારૂણ દુખ, હવે શું દેખાડીશ મુખ; એમ રૂવેછે વનમાં માડી, મને લોકમા લુટવા કાડી. ૧૪ કરૂ કાળુ મારૂ તે મુખ. લોક વગોવશે મારી કુખ; પીતા કાકા ગયા તુજ વન, ઘેર આવી પુછશે તંન, ૧૫ નથી જવાપ દેવાનો ઠામ, મારૂ ગયુ ઘરને ગામ; મને લોક કહેશે અભાગણી, હું શે નવ્ય રહી વાઝણી. ૧૬ તને હતો વહાલો ટેક, છોકરા તે વાળો છેક; હવે ઘેર જઇશ કેમ હું તો, શું શોડવાળીને સુતો. ૧૮ મને કુવરે કહ્યુ તે નોહ, આતો આશ્ચર્ય મોટુ હોય; હેડંબાયે વાત વીચારી, કોઇ રૂવેછે આતો નારી. ૧૯ એના પુત્રને કરી પોકાર, રૂવેછે અપરંમપાર; હેડંબાની બળેછે છાતી, નારી રૂવેછે તે દેખાતી. ૨૦ હવે મનડુ મારૂ અકળાય,

આતો સ્ત્રી હશે કે આય, જોવુ જઇને એની પાસ, મન દેખીને થાશે નિરાશ. ૨૧ કહ્યુ દીકરાએ કામ કાચુ, એનું રૂગપણુ શુંછે સાચુ; એમ દેહ કરી નાની, બેઠી ગુફામાં તે છાની. ૨૨ આજ દેહ મારોરે પાડી, નાંખુ કયામાંથી કાડી; હવે જીવીને શું કરવું, આ જીવ્યાથી ભલુ મરવું. ૨૩ વલણ આ જીવ્યાથી મરવુ ભલુ, નહી પોચે મારો કોડ; વાશ ત્રીકમ વાણી વદે બોલો જે જે શ્રી રણુજોડ.

## કડવા ૧૪ મું રાગ પરજ.

એ મારા જાયારે, આવડો જુલમ નવ કીજીયે; એ મારા જાયારે, માને દગો નવ દીજીએ. ૧ એ મારા જાયારે; રાંકડી રૂવે તુજ માવડી; એ મારા જાયારે, હું ઓશીઆળી આવડી. ૨ એ મારા જાયારે, પીતારે વનથી આવશે; એ મારા જાયારે, બાપા કહી કોણ બોલાવશે. ૩ એ મારા જાયારે, રાંકડી રણમાં રહી;એ મારા જાયારે, મારી વલે આ શી થઇ.૪ એ મારા જાયારે દારૂણ દુઃખ દેખી બળુ; એ મારા જાયારે, આથીરે મરવું મારૂં ભલુ ૫ એ મારા જાયારે પરણુવા હતો હોંશી; એ મારા જાયારે નથી માતા કુન્તા ડોશી. ૬ એ મારા જાયારે, વાણી બોલું હું સરવથી; એ મારા જાયારે, સતિઆ ધરમ કાકા નથી. ૭ બોલ સાંભળયારે, હેંડબાને આંસુ આવીઆ; એ મારા જાયારે; કુન્તા સાસુ તે બોલાવીયાં. ૮ રૂવે હેંડબારે, વાત આ સવળી કેઠછે; ધર્મરાજારે, એ તો મારા જેઠ છે. ૯ બોલી સુભદ્રારે, સાંભળો દીકરા સરવથી; લાડકવાયારે, ભીમ કાકા તારા ઘેર નથી. ૧૦ રૂવે હેંડબારે, સાંભળી દુઃખ એ બહુ પામી; તર્ત જાણીયુ રે, ભીમ જાડો મારો સ્વામી. ૧૧ રૂવે સુભદ્રારે, સાંભળ દીકરા સરવથી; તાત તાહરોરે, અરજુન પીતા ઘેર નથી. ૧૨ જાણ્યું હેંડબારે, રૂવે અરજુનની રાણી; સત્ય સગાઇ આરે, જાણ્યું થઇ આ દેરાણી. ૧૩ ડાહ્યા દીકરારે, હથીઆર આવ્યો તું ખોશી; નથી નીકુળરે; કાકો તારો સહેદેવ જોશી ૧૪ આવી હેડંબારે, જ્યાંરે બેઠાછે દેરાણી; રોશો નહિ તમેરે, હું થાઉ તમારી જેઠાણી. ૧૫ વલણ સાચુ સગપણ જાણીને, લાગ્યા મનમાંહી શોક; વ્યાસ ત્રીકમ વાણી વદે, મોટી મેલી પોક.

# કડવુ ૧૫ મુ રાગ સાખાનો ચોપાઈ.

વૈશંપાયન રૂષી એણીપેર બોલ્યા, સાંભળને તું રાય; ત્યાર પછી શું નીપજ્યું, કહું વીસ્તારી મહિમાય. ૧ ચીસ પાડી જો કારમી ને થઇ ગઇ ઉદાશ; સુભદ્રા હેડંબા દેખી, પામ્યા છે ત્યાં ત્રાસ. ૨ હગોરવનમાં એકલી હું, આ નોહ નારી જેવી; ભુત પ્રેતને કહેવાયે, જાણે આવી ઝાંપડી દેવી. ૩ સીકાતરી કે મેલડીછે, કરશે મારૂ ભક્ષ; અકલાઇ સુભદ્રા ગયાને, ઉંચા ચડીયા ચક્ષ. ૪ હેંડબા મુખ બોલી ઉઠી, સાંભળો મારી સત્ય વાણી; ભારજા હું ભીમતણીછું, તમે દેરાણી હું જેઠાણી. ૫ માટે સાચુ નથી કાચુ, ડરશો નહિ લગાર; ગટોરગચ્છ મુજ દિકરાએ, મારો એને માર. ૬ આતો ઘરમાં લડી મુવા; નથી અજાણુ કોય; વાત વીવેકની સાંભળીને, ધારણા ન આવે તોય. ૭ હેંડબા નારી રૂપે ભરી, કુંવર લીધો ખોળામાંહ; આ પુત્ર જો જીવે નહી તો, પ્રાણ મારો જાય. ૮ દીયર મારા સૌથી સારા, દુભાશે પોતાને મન; દેરાણી જાણી નહીને, કરે ઘણુ રૂદન. ૯ હું તો મારે ઘેર જઇને, શું દેખાડીશ મુખ; શુ કરૂ આ દીકરા મારા, લજાવી મારી કુખ. ૧૦ મુખ માહારૂ થયુરે કાળુ, કાલા ટીલીનું લાંછંન; તે માટે એ દીકરા, બોલ્યો અભેમુન્ય. ૧૧ અતી ઉદાસી થઇ ગઇને, ભુલી ગઇછે ભાન; ચીસ પાડી રોવા બેઠી, કુંવરે સાંભળયું કાન. ૧૨ બાગ હોલવવો બાકી મુકો, મન કર્યો વીચાર; દૈત સઘળા સાંભળો આ, કોણ કરેછે પોકાર. ૧૩ વાત સાંભળી દૈત ઉઠયા, મેલી દારૂણ દોટ; ઝપાટે સપાટે આવ્યા, સઉ ઉભાવલી કોટ. ૧૪ રાણીને રોતા સાંભળીને, ભારે હૈયુ ભરાયું; રાક્ષસ સઘળા તઇઆર થઇને, સૈન્ય સઘળુ આવ્યુ. ૧૫ ગટોરગચ્છ માતાને પુછે, તેં છોકરૂ કોનું ઝાલ્યું; હેંડબા કહે દીકરા ડાહા, તેં મારૂ ઘર ઘાલ્યુ. ૧૬ બલી તમારી બાળ બુધી, ન પુછ્યુ નામને ઠામ; ભેગા થયા ઉધપાત કરવા, સમજી કર્યો સંગ્રામ. ૧૭ તારા બાપનું નામ બોળયું, કહે ગટોરગચ્છ એ શુંછે; વાત માતા કરો મુજને, આ તે કારણ શું છે. ૧૮ પુત્રનું વચન સાંભળીને, બોલી હેડંબા વાણ; ઘરમાં દીકરા લડી મુવાને, થયો બે અજાણ. ૧૯ તે માટે એ દીકરા મારા, હું કરૂછું રૂદન; ગમે તેમ કરી આ જીવાડો મારો તન. ૨૦ ગટોરગચ્છે વાત સાંભળી, ગઇ બાંધવની જોડ; ઉપાય હવે શું કરૂં હું, ઓરે શ્રી રણછોડ. ૨૧ બાંધવ બાહાદુર ભુલ કરીમેં, નવ રાખી ધારણ ધર્ણ; હવે મારે જીવી શું

કરવું, અ હરૂ પોતાનું મહી. ૨૨ વલણ માથું આહરી રોવા માંડયું. હેડંબાનો તન; ચોધારે આંસુ જાયછે, ઘણું કરે રૂદન.

## કડવા ૧૬ રાગ લલાતનો.

શું કરૂ હવે, મુજ બાંધવા; યોગ સાધવા. મુકી બાંધવા. ૧ વીર માહરા વાત ન કરી; જાઉં હવે મરી, ધ્યાન તુંજ ધરી. ૨ સ્વભાવ તાહરો, હતો ચીડનો; લડાઇના સમે, ભાઇ ભીડનો. ૩ મરણ સાંભળી, બળી જાઉંછું; ઉપાય હોય તો, રાજી થાઉંછું. ૪ રઝળતો કરી, મુજને ધરી; એકલો ગયો, લાજ નહી જરી. ૫ ઓથ માહરી, હારી હું ગયો; જકતમાં હવે, એકલો રહ્યો. ૬ શું હવે કરૂ, ધ્યાંન તો ધરૂ; વગર મોતથી, હું હવે મરૂ. ૭ દાગમાંહરે, દુઃખ થાયરે; જીવ જાયરે, હાયહાયરે. ૮ હે પ્રભુ હવે, તેડી લે મને; વીર બાંધવા, તેડ તુજ કને. ૯ પીતા માહરા, કાકા તાહરા; આવી પુછશે, વાત આ ધરા. ૧૦ ખબર પુછશે, તુજ તે તણી; ઉત્તર ના જડે, ભાઇ શું ભણી. ૧૧ બાળ માહરૂ, સંગ કાઇને; લડીને શું કરૂ, રાત રોઇને. ૧૨ મુખ કયાંથીરે. દેખું તુજ તણું; દુઃખ હાનુરે, આવે નહી ક્ષણું. ૧૩ એમ રૂવે અતી, જાુવે સરસ્વતી; બોલે મુખથી, ગતિ તો નથી. ૧૪ વલણ ઘણું ગટોરગચ્છ વલવલે, વાંચારી નીરધાર; બાંધવ વીના નવ્ય રહું, મરવા થયો તઇઆર.

## કડવા ૧૭ રાગ સાખાનો.

વૈસંપાયે રૂષી એ સુણોર બોલ્યા, જંબેજ્યને તું રાય; ત્યાર પછી શું નીપજ્યું, કહુ વિસ્તારી મહીનાય. ૧ મરવાને તઇઆર થયો છે, ગટોરગચ્છ રાજ ા; હેડંબા કહે હેલુ ન કરશો, સાહસ કર્મ આ દંન. ૨ તુજ બાંધવ નથી મરણ પામો, કરવો કાંઇક ઉપાય; વરડાનું પુન મેલીશું, થશે જીવતો આંહ. ૩ કુંવર મારા કલેશ ન કરશો, ધરશો નહી ચંતાય; ઘેર આપણે પરવરો તો, બતાવુ ઉપાય. ૪ માટે માતા કુંવર કહુંછું, સાંભળોને બાળ; અમ્રીત નો કુપો મુકો છે, આપણે સાતમે માળ ૫ તે જઇને તમે અહીંઆ લાવો, તો તો જાયે દુખ; મુખ એનામાં મુકીશું તો, થાશે સઘળુ સુખ. ૬ વાત સાંભળી ઉઠી ચાલ્યો, ગટોરગચ્છ જ્યારે; પલક વારમાં લાવી મુકયો. માની પાસે ત્યારે. ૭ દેરાણીના હાથમાં આપ્યુ, નહીરે ભાગની ન્યુન્ય; સતી કુંતા

સાસુજીનું ને, મેલ્યું ધરમનું પુન્ય. ૮ એ બેનું પુન્ય આડે આવજો, ઉભો થજો કુમાર; હેડંબાએ હાથમાં લીધું, મુખે બોલી ઉચાર. ૯ હું સત્યે ચાલી હોઉં તો, નથી ભાગ્યની નુન્ય; તે સત્ય આડે આવજો મેલું હેડંબાએ પુન્ય. ૧૦ ગટોરગચ્છ સુખ વાણી બોલ્યો, દુખડા દુર પળાજો. પ્રભુ તમે સત્ય રાખજો, મારો ભાઇ ઉભો થાજો. ૧૧ હેડંબા કહે પ્રતીજ્ઞત, મેં પાળુ જે આજ; તે સત્ય આડે આવજો ને, રાખજો માહારી લાજ. ૧૨ ત્રણ જણાયે પુન્યજ મેલ્યુ, ક્ષણ ન લાગી વાર; નશો નસોમાં અતીત ઉતરૂ, રૂઠયો અરજુનનો કુમાર. ૧૩ આળસ મરડી હાંતજ કરડી, બોલ રૂદે ન સાંખે; મારો મારો શું મનમાં ધારો, વાણી એવી ભાંખે. ૧૪ અભેમુન્ય ઉઠયો તે ઠેકાણે, સંભારી જુગદીશ; ગટોરગચ્છ સામા આવી, મુકયું ચરણે શીશ. ૧૫ સુભદ્રા ત્યાં બોલી ઉઠયા, જુઓને ગનની માંહ; તારા ચર્ણમાં શીશ મુકી, માગે છે તારી સહાય. ૧૬ દુશમન કોને તમો દેખો છો, દીકરા ન કરશો લડાઇ; ભીમ કાકાના દીકરા એ, તમારા મોટા ભાઇ. ૧૭ અભેમુને વાત સાંભળી, તરત પાછા વળીયા; એક એકને હેત દેખાડી, સામા સામી મલીયા. ૧૮ કુશીક્ષા બન્યે ભાઇઓ, આંગળી ઝાલી જાય; જેઠાણી દેરાણી ચાલ્યા, આવ્યા મેહેલની માંહ. ૧૯ ઉના પાણી મુકાવ્યા છે, ક્ષણ ન લાગી વાર; શરીર ચોળી બહુ રગદોળી, નાહાછે નીરધાર. ૨૦ દેરાણી જેઠાણી નાહા, ચંતામાં નવ પેઠા; એક એકના દીકરાને લઇ હીચકા ઉપર બેઠા. ૨૧ પાન સોપારી ખાઇને બેઠા, પુછે સઘળી વાત; સગા સબંધિની વાતો કહેવામાંડી વીખ્યાત. ૨૨ અહીંથી પાંડવ ગયા પછીથી ગયા ચક્રવતી માંહ; બકરાક્ષસને મારીને ગયા ધૌમ આશ્રમ જાંહ. ૨૩ ત્યાર પછી પચાળ દેશમાં, ધ્રુપતરાયને ઘેર; મછ વેધન દીયરે કરીને, ત્યાં પરણ્યા પુરશુ પેર ૨૪ ધ્રુપતીને પાંચ વરીયા, ગયા ઇંદ્રપ્રસ્ત માંહ; રાજ રૂડુ કરી કારવી, યગ્ન આરંભો ત્યાંહ ૨૫ પાંડુ રાજા સસરા આપણા, તે ગયા સ્વર્ગની માંહ; અઠાસી હજાર રૂષીએ આવી જગ્ન કરાવો ત્યાંય. ૨૬ રૂડી રીતે રાજ કરતા હતા, રહી શામળીયાને સર્ણ; પછે દ્વારકામાં દીયરે આવી, કરયુ રે મારૂ હર્ણ; ૨૭ પછે હસ્તીનાપુરમાં તેડયા, રાજા દુરજોધન; દુત રમાડી જીતી લીધું દ્રોપતા રાજયાસન. ૨૮ તે સઘળુ લઇને કાઢયા, બાર વરસ વન; જગતમાં વીવા કર્યોને, બલીભદ્ર ને જુગજીવન. ૨૯ હવે તે પાંડવ દુખીયા થયા, રૂવે નગરના લોક; અભેમુન્યનો વીવા કરેલો, તે તરત કરીયો ફોક. ૩૦ અમે વીદુરને ઘેર

રહીએ, કુંતા આપણી સાસુ; વીવા ફેક લોક જાણે. હવે અમો જઇયે ફાસુ. ૩૧ તે અમો જતાં ભુલા પડયા, આવ્યા તમારે વંન; તેમાં અહીં આ રાત પડીને, ઘણું થયુ વીઘંન. ૩૨ કંકોતરી દુરજોધનને ઘેર, કન્યા શતરૂ ઘેર જાય; હું મારા ભાઇને કહેવાને, તેડી જતીતી ત્યાંય. ૩૩ ત્યારે ગટોરગચ્છ વાણી બોલ્યો કર્યો ક્રશનએ અન્યા; તમારા ભાઇ શતરૂને ઘેર કેમ આપે એ કન્યા. ૩૪ માટે મારી કાકી કહુ છું, થનાર હોય તે થાય; કીયો મારા સામો આવે, એ કન્યા લેઇ જાય ૩૫. સગપણની શી શરમ મારે, સત્ય કહુછું આપ. એ કન્યા ભાઇને નવ પરણાવું તો, બ્રમહતાનું પાપ. ૩૬ સુભદ્રા કાકી સાચુ સાંભળો, કહુ વાત સરવથી; તમારા ભાઇની મારે તો, કાંઇ પરવાસી કરવી નથી. ૩૭ સુખે તમે અહીઆ રેહેજો, હું મનમાં લાવું; વીવા કરેલી કન્યા પરણાવી, વેલો; અહીઆ આવું. ૩૮ વલી જાનના જે પકવાન કરેલા, તે અહી તમને ખવરાવું; ફકર ચંતા નવ કરશો હું, થોડા દંનમાં આવું. ૩૯ વાત સાંભળી હસવુ આવુ, સુભદ્રાને તે ઠામ; દીકરા મારા સાચુ કોહોછો, કરશો તમો કામ. ૪૦ પણ પેલા શત્રુ કૌરવ આવેછે તે મારશે તમને માર; એ વાતની ફીકર મુજને તેનો કર્યો વીચાર. ૪૦ ગટોરગચ્છ કહે કાકીને, સાંભળો અંતકરણ; પેહેલા વેહેલો કન્યા પરણાવી, કરૂં કન્યાનું હર્ણ. ૪૨ દવારકાના લોક જાણશે, જાણેછે જુગદીશ; મારા સામા કૌરવ આવે, કાપુ એમના શીશ. ૪૩ વળી એની જાનની કાણુ કરીશ. તતબર વેહેલો થાઉં; દવારકાં આખી લુટીને, પેહેરામણી બહુ લાવુ. ૪૪ સુભદ્રા તો કહે જેઠાણી, સાચી કોહોછો વાત; કુંવર તમારા ત્યાં જાશે તો, થશે ઘણો ઉતપાત. ૪૫ હેડંબા હરખીને બોલી, હું પછે તતબર થઇશ; મારા કુંવરને મારશે, તો દવારકાં ગલી જઇશ. ૪૬ સુભદ્રા કહે કોહોછો સાચુ કાચુ નહી લવલેશ; બલીભદ્રને ક્રસન સામો ઉભો થયો કલેશ. ૪૭ ગટોરગચ્છ મુખ વાણી બોલ્યો, સાંભળો થઇ સાવધાન; હસ્તીનાપુરમાંથી કયારે નીકળવાની જાન. ૪૮ સુભદ્રા કહે કાલે નીકળે, જાન થશે વીદાય; માટે કાલે એ પોચવાના, જશે દવારકાં માંહ. ૪૯ ત્યારે ગટોરગચ્છ મુખથી બોલ્યો, હું પણ તતપર થઇશ; કાલ સવારે અહીથી નીકળી દવારકામાં જઇશ. ૫૦ વલણ એવુ કહીને ત્યાં રહ્યા. પોચ્યા સુભદ્રાના કોડ; જાન જુકતી કરે દુરજોધન, બોલો જજે શ્રી રણછોડ.

---

## કડવા ૧૮ મું રાગ અહો રાયજીનો.

વૈશંપાયે રૂષી એણીપેર બોલ્યા, સાંભળયને તું રાય; દુરજોધન જાન ગોઠવી, પુત્ર પરણાવવા જાય અહોરાયજી. ૧ પોતાની સઘળી સૈન્યાને, તર્ત કરી તઈયાર; સહોદર કુટુંબી સાથે, સરવે નીકળયા બહાર અહો. ૨ ગંગાના દીકરા દ્રોણગુરૂ, કૃપાચાર્ય જે ગોર; સઘળા સાથે લેઇ નીકળે, કરેછે શોર બકોર અહો. ૩ સાંબેલા સારા શણગારા, શોભાનો નહી પાર; લક્ષમણાને સણગાર્યો તે, તઇયાર થયો તે વાર અહો ૪ ઘોડા ઉપર બેસારીને, વચન થીર કરી થાપ્યું; પાન સોપારીને રૂપીઆ, શ્રીફળ હાથમાં અપ્યું અહો ૫ ગોરી પાછળ ગીત ગાય છે, ગાતી માતી જાય; ભાનુમતીને ભારે હરખછે, રામણ દીવો કરમાંય અહો. ૬ દુંદભીના ડંકા થાયે, વાજા છત્રીશ વાગે; જાણે ઇંદ્રરાજા ચડીયો, હેવી શોભા લાગે. અહો. જાનની જુકતી ઘણી ગોઠવી, રાજા દુરજોધન; શાબેલા સારા ગોઠવ્યાછે. કહીયે તેણે દન અહો. ૮ વર રાજાને શણગારો ભારે, વીચારી નીરધાર; હીરાના હાર કોટમાં ઘાલ્યા, શોભાનો નહી પાર અહો. ૯ કાનમાં કુંડળ લળકી રહ્યા. જેનુ ઝાઝુ તેજ; જામો ચીરો પટકો બાંધો, શોભેછે બહુ એજ અહો. ૧૦ વરઘોડાની શોભા ભારે, લોક જોવાને અથાગ; નગ્ર બારણે બહાર નીકળતાં; આડા ઉતરા નાગ, અહો. ૧૧ દુરજોધન કહે મામા મારા, આ કેવા થાય શુકન; સકુની કહેછે સરવે સામા, નીરચે કરી આવો લગન અહો. ૧૨ નરનારી સઉ સાથે ચાલ્યા, માહાલ્યા રસ્તે મસ્તાન; દુરજોધન હાણુ દેખાંને, ચડી ગયો અભીમાન. અહો. ૧૩ લમભંગ થાએ દવારકાંની, બોલ્યો દુરજોધન તેહ; જાન ઝાઝી શોભે માટે, આપો આભુશણુ જેહ અહો. ૧૪ ખબર આપી બલીભદ્રને, સામા સઘળા જાય; જાદવરાય સાથે આવે, બહુ બની શોભાય અહો. ૧૫ જેષ્ટ ચત્રભુજ કરાવે, ઉપર રહીને એહ. છત્રપતી તેમ વેહેવાઇ આવ્યા, શોભા સારી તેહ અહો. ૧૬ જાનની ઝાઝી જુકતી કરીછે, કહુ વાત સરવથી મોટા મારા ભાઇ કહુછુ. હાવો વેવાઇ મળવાનો નથી અહો ૧૭ ગોરીપાછળ ગીત ગાય છે, નવી નવી જેની ભાત; દુરજોધન સકુની મામા કહે, જુવો મારી જાત અહો. ૧૮ દવારકાંને દરવાજે આવ્યા, નોબત ડંકા થાય; ભારે મેદની ભરાઇછે ત્યાં, લોક મળુ જોવાય અહો. ૧૯ જાચક આવી કરે જાચના, રસે ગુણકા નાચે; હારી શોભા જોઇને રાજા, પોતાના મનમાં

રાચે. અહો. ૨૦ સુખપાળને મેહેતા સોભે. થઇ રહ્યા થેઇકાર; આગળ પાછળ નકી પોકારે, પોતે છડીદાર. અહો. ૨૧ લોક જોઇને ખુશી થાયછે, બલીભદ્ર દેછે લાવો; કસ્ન કહે હો મોટા ભાઈ તમને, વેવાઇ નહી મળે હાવો અહો. ૨૨ અતરના છટકાવ થયા છે, જાન આવી મોટી; શ્રીકસ્ન કહે મોટાભાઈ, છાકયા જાદવ છપન કોટી અહો. ૨૩ વખાણ્યુ વીવેકથી થાય છે, ગીત ગાયછે કૌરવનાર; લટકો મટકો કરતી આવે. જુવે જુગદાધાર અહો. ૨૪ વલણ શ્રીકસ્ન ત્યાં જોઇ રહ્યા, મળી મેદની થોકાથોક. વર જાનને જોવા આવ્યા, દવારકાના લોક.

## કડવું ૧૯ મું રાગ ઝરમઝીયા ઝાલાનો.

છત્રપતીના ડંકા વાગીયા, શ્રીકરન જાગો; આવી મોટાની જાનરે શ્રીક- શ્ન. દુરજોધન રાય પધારીયા, શ્રીકશ્ન જાગો. બોલાવો ભરવાડ ભગવાનરે શ્રી. ૧ હમે કરી તમપર મેહેરરે, શ્રીકશ્ન. ત્યારે આવ્યા તમઘેરરે શ્રી. આજ થઇછે લીલા લેહેરરે શ્રીકશ્ન. આવ્યા દવારકા શેહેર શ્રીકશ્ન. ૨ જાગોને દેવકી- ના તનરે શ્રીકશ્ન. આવ્યા છે દુરજોધનરે શ્રીકશ્ન. લાખેણુ કરવા લગનરે શ્રીકશ્ન. વીચાર કરજો મનરે શ્રીકશ્ન ૩ જાનની જુકતી સોહામણી, શ્રીકશ્ન. બડાશો મારતા બહુ ધણી. શ્રીકશ્ન. તે આજ આવ્યા તમ ભણી, શ્રીકશ્ન. નાણા દેજો ગણીગણી, શ્રીકશ્ન. ૪ હાથી રથ ઘોડા લાવીયા, શ્રીકશ્ન. તમ ઘેર વેવાઇ આવીયા, શ્રીકશ્ન. ભારે ભુદર મન ભાવીયા, શ્રીકશ્ન. અમ સાથે લડતા ના ફાવીયા, શ્રીકશ્ન, ૫ ગીત ગોરી હેવા ગાયછે, શ્રીકશ્ન. હૈયામાં ઉલટ ન માયરે શ્રીકશ્ન. વાજા વીધ વીધ સંભળાય, શ્રીકશ્ન. લાગો અમને પાયરે, શ્રો. ૬ કાચલી પેહેરીને નાચીયા, શ્રીકશ્ન. બલીરાજાને ઘેર જાચીયા, શ્રીકશ્ન. રમ્યા ગોપી કાના સાથરે, શ્રીકશ્ન. તાલી અબળાની લીધી હાથરે, શ્રીકશ્ન. ૭ મહી ના દાણ લીધા તે સમે, શ્રીકશ્ન. વીઠલજીને વાત તે ગમે, શ્રીકશ્ન. હવે અમે આવ્યા આ સમે, શ્રીકશ્ન. ૮ એમ કૌરવનારી ગાયછે, શ્રીકશ્ન જાદવની ના- રીયો જાય છે, શ્રીકશ્ન. ૯ હવે તે નારીયો ગાયછે, ફુલાશો નહીરે જાન તે આવી જોઇ ઘણી, ફુલાશો નહીરે કહીય કૌરવના કુળ તણી, ફુલાશો નહીરે. ૧૦ ઢીમરની નારી લાવીયા, ફુલાશો નહીરે. હવે તે નાતમાં આવીયા. ફુલાશો નહીરે. માટે કરોને વાચારરે, ફુલાશો નહીરે. પેહેલા મુકયા નાત બાહારરે, ફુલાશો. ૧૧ છત્ર તીની છાની વાતરે, ફુલાશો નહીરે. એછે આ-

અક્ષાની જાતરે, ફુલાશો. ૧૨ વાત વેવાણુને કહી વરસુવારે, ફુલાશો શું સમજીને બોલીયા ફુલાશો. ઘરડાયે વેવાણુ પરણાવીયા, ફુલાશો. ૧૩ આજ કાલનાં વધી ગયા, ફુલાશો. આગળના દીવસ ભુલી ગયા, ફુલાશો. માટે વેવણને માંડી કહો, ફુ. ૧૪ સુરેખાચંદ્ર સરખી દીકરી, ફુલા. વરરાજા કાળો ભુતરે, ફુલા. આ શુ કરવા માંડ્યું તુતરે, ફુલા. ભોળવાઇ ભુદરભાઇ આપે દીકરી, ફુલાશો. એક આપવાની નથી દીકરી, ફુલાશો નહીરે. ૧૫ વલણ ટોળે મળીને તારૂણી, ગીત મધુરા ગાય, વાશ ત્રીકમ વાણી વદે વાતો પુકળ થાય.

## કડવા ૨૦ મુ રાગ ધનાસરી.

વૈશંપાયે રૂષી એણીપેર બોલ્યા, સાંભળને તું રાય; ત્યાર પછી શું નીપજ્યું, કહુ સુરેખા હર્ણ મહીમાય. ૧ વર રાજા તાજા થઇ આવ્યા, મરડે લોક સૌ મુખ; કન્યા ઘણી કોડામણીને, ખાવાપીવાનુ સુખ ૨ અરજુનનો જે કુવર કહીયે, ચંદ્ર સરખુ વદન; રૂપ ભુપ પણ હારી જાયે, અણીઆળા લોચન. ૩ ઉછેરીને મોટી કીધી, સુરેખા જેનું નામ; મરકટ મણીનો હાર ઘાલે, શું કરવા સુંદીર શામ. ૪ વગર વીચારે બલીભદ્રે, જોયો દુરજોધન પુત; મોઢા સામુ નથી જોવાતુ, દેખાય કાળો ભુત. ૫ જાઓ ભાઇ કોઇ સમજાવો, શું સમજી દે કુમારી; કહુ કોયનું નથી માનતા, ઘણુ કહુ ગીરધારી ૬ લેખ પ્રમાણે બન્યા કરેછે, વાત ન થાયે મારી; ઓવારણા ઝાઝા કરીને, જાન જુક્તીયે ઉતારી. ૭ એહ કથા રહી એટલે, તું સુણ જનમેજેરાય; હેડંબા વન વીશે ત્યાં, ઉઠયો ગટોરગચ્છ તાંય. ૮ અભેમુન્યને ઉઠાડી કહે, બાંધવ તતબર થાઉ; આપો મુજને આગનાહુ ,દવારકામાં જાઉ. ૯ અભેમાન ત્યાં બોલી ઉઠયો, ક્ષણુ ન લાગી વાર; બાંધવ મારા હું આવુછુ થયોછું તઇયાર. ૧૦ ગટોરગચ્છ મુખ વાણી બોલ્યો, તમ માત અધીરા થાય; તે માટ હો બાંધવ માહારા, અહી રહો ઘરમાંય. ૧૧ સાંભળી સુભદ્રા બોલ્યા, એ શી બોલ્યો વાત; તમો મોટા ભાઇ જોડે છો હવે નથી ઉચાટ. ૧૨ ત્યારે ઉઠયો બાંધવ મારા, કહી થયો તઇયાર; માતાની આજ્ઞા માગી, ક્ષણુ ન લાગી વાર. ૧૩ અભેમુન્ય કહે બાંધવ સારા, સઉ સાયબી તઇયાર; ઉંટ હાથી રથ મળે નહી, નથી ઘેર તોખાર; ગટોરગચ્છ કહે બાંધવને, નથી મને કઇ વાર; સેવક સાથે બોલાવ્યા છે, તર્તતજ પોતે બહાર. ૧૫

ચારનો તો રથ બનાવ્યો ચારના છે ઘોડા; તે ઘોડાને ઝાલવાને ચાર કર્યા
અછોડા ૧૬ ઉછલી રાક્ષસ હાકવા બેઠો, હેડંબાનો તન; હથીયાર લેઇને
સાથે આવ્યો, પે તે અભેમુન્ય. ૧૭ બ ને માને પગે લાગીને; આગના માગી
જાય;પલક એકમાં રથ હંકાર્યો,દ્વારકાની માંહ.૧૮અભેમુન્ય કહે ઉભો રાખો,
તતખર વેહેલા થઇએ; દ્વારકામાં નથીરે જવું, આ અશોક બાગમાં રહીયે.
૧૯ આપણે છાનાં માનાં આવ્યા છીએ, બલીભદ્ર તોરી; વગર
તેડે આપણ આવ્યા કરવાને અહી ચોરી. ૨૦ એમ કહીને આ-
વ્યા વાડીમાં. કહીએ અશોક બાગ; ફળ ફુલના બહુ ઝાડ છે ત્યાં, નથી
ફળ ફુલનો તાગ. ૨૧ તે વાડીમાં એક ભોયરૂ, ઊતરી કરો વીચાર; રથઘોડા
અલોપ કરા, એને સાની વાર. ૨૨ ગટોરગચ્છ ગયો ભોયરે, હેડંબા કુમાર;
ભોયરાને સારૂ કર્યુંછે, સૌ સામાન તઇયાર. ૨૩ કોચ પલંગને ગાદી મુકી,
તકીયાનો નહી પાર; ખુરશી હારોહાર ગોઠવી, હાંડી ઝમર અપાર, ૨૪
પછે પોતાનો ભાઇ બોલાવ્યો, તે ઠેકાણે જ્યારે; બંને આવી માંહી બેઠા,
કસ્તે જાણ્યુ ત્યારે. ૨૫ મળવા માટે મોહન આવે, તે ઠેકાણે ત્યાંય; બાહાર
અનુચર બેઠા છે, બોલી ઉઠયા જ્યાંય. ૨૬ માંહી જવાનો હુકમ નથી, એમ
શેવક બોલ્યો ત્યાંય; રાયને આવી પુછી જોયુ, આવે મળવા જાદવરાય. ૨૭
અભેમુન્ય કહે બાંધવ મારા, એ આવ્યા મારા મામા, ભોંયરામાં ભુદર
આવ્યા, ઉભા રાખ્યા સામા. ૨૮ શ્રીક્રશ્ન કહે ભાણેજને, મને ગમતી છે
વાત; તે માટે ગમે તેમ કજો, નવ કરશો ઉચાટ. ૨૯ હેડંબાના સુતને કેહેછે,
ધાન હરીના ધરજો; હું કશુ કેહેવાનો નથી, ચ્યાહ તેમ કરજો. ૩૦ તમને બે
ભાઇ આવ્યા જાણી, બોલા અસરણાસર્ણ; સુણો તમે સુરેખાનું, કરજો હવે
હર્ણ ૩૧ જેમ ફાવે તેમ કરજો,એમ બોલ્યા ગોપાળ;ઠેઠ સુધી રહીશ શાહમાં,
નહી વાંકો થવા દેઉ વાળ. ૩૨ અભેમુન્ય કહે મામા મારા, વીચારો પુરણ
પેર; દુખના દહાડા અમારા આવ્યા, રહા પારકે ઘેર. ૩૩ પીતા કાકા વન
ગયા છે, મુજ પર નાંખી નેટ; ભકત વીદુરને ઘેર રહીને, ભરીયે પાપી પેટ.
૩૪ સુભદ્રા માતા જે મારી, હું તમ તણો ભાણેજ; તે પારકે ઘેર રહા છે,
લાંછન તમને તેજ. ૩૫ બેન ભાણેજને રાખો નહી, સગપણ ગયુ છુટી;
જગપતી તમને લાંછન મોટુ, ગયુ ઘરમાં ખાવા ખુટી. ૩૬ કહે ક્રશ્ન તમો
કહોછો સાચુ, જ્યારે અહે વાંકો થાય; સગા શત્રુ થઇને બેસે, કોઇ બોલાવે
નહી ત્યાંય. ૩૭ જ્યારે દીવસ આવે સારા, ત્યારે વશ સઉ થાય; આખા

જગમાં એવો ધારો, સમજો મનની માંહ. ૩૮ તું મુજને મેણા મારેછે, પણ ભાગ્ય તારૂં ફળશે; મારી એવી મરજીછે તે, કન્યા તુજને વરશે. ૩૯ ગટોરગચ્છ મુખથી વાણી બોલ્યો, સાંભળો જુગજીવન; કહે કરન ભાઇ તમારી પાસે, હું માગુ એક વચન. ૪૦ ગટોરગચ્છ કહે સુખે માગો, ત્યારે કરને વાણી કહી; એક મારા મેહલમાં તમારે પગ મુકવો નહી. ૪૧ ગટોરગચ્છ કહે બહુ સારૂં, હું નહી આવુ માહારાજ; કૃષ્ન કહે તમને આગ્ના આપુ, કરો ફાવે તેમ કાજ. ૪૨ એમ કરીને માગી આગના, પોતે દેવ મોરાર; ગટોરગચ્છ ગામમાં જવાને, તર્ત થયો તઇયાર. ૪૩ બાંધવને કહ્યુ બેશી રહેજો, હું તો તતપર થાઉં; કૌરવને જાદવ જોવાને, ગામમાં હું જાઉં. ૪૪ અજાણે ગયો દરવાજે, એક જાદવ મલીયો ત્યાંય; તેને દેખી તેવો બનીયો ગટોરગચ્છ જે રાય. ૪૫ રસ્તે જાતા બીજા જાદવને, મળ્યો પોતે જ્યારે; તેની સાથે જાન જોવા, ગયો ઉતારે ત્યારે. ૪૬ તેની સાથે ઓળખી લીધા, કૌરવ સઘળા ત્યાંય; ભીસ્મ દ્રોણ દુરજોધન, સકુની મામા જ્યાંય. ૪૭ તે સઘળાને ઓળખીને, તર્ત નીકળ્યો બાહારે; હવે સઘળા કૌરવોની ઓળખી લેઉં નાર. ૪૮ પછે એક જાદવની અસ્ત્રી, કર્યુ તેના જેવુ રૂપ; કૌરવની અસ્ત્રી ઓળખવા, આવ્યો હેડંબા ભુપ. ૪૯ સઉ અસ્ત્રીને ઓળખીને, તરત થયો વીદાય; બલીભદ્રને ઘેર દાસી થઇ, આવ્યો ગટોરગચ્છ રાય. ૫૦ સઉએ જાણ્યુ આ દાશી આવી, જોવા સુરેખાય; ગટોરગછ કન્યાને જોઇને મનમાં ખુશી થાય. ૫૧ એમ સઉ ઓળખી ચાલ્યો, તરત ત્યાંથી જાય; ખાવા મીઠાઈ મેવા લીધા, આવ્યો ભોયરા માંહ. ૫૨ બને ભાઇએ ભેગા બેશી, સાથે કરૂ ભોજન; રાત પડી ભોયરા વીશે વીચાર કરીયો મન. ૫૩ બાંધવ મુજને આપો આગ્ના, સાચી વાતો કહુ; હવે કૌરવનું ધન હું હરણ કરી લેઉં સહુ. ૫૪ ફકર ચંતા મારી ન કરશો, ત્રસો નહી ઉચાટ; હવે હુ તો કાલે આવીશ, પડશે જ્યારે રાત. ૫૫ એવુ કહીને બાર નીકળ્યો, ક્ષણુ ન લાગી વાર; હેડંબા સુતે માયા રચવા મન કર્યો વીચાર. ૫૬ વસ્તુ મેદાન મધે જઈ રહ્યો, બાહાદુર જે બળવાન; ભ.સુ.ત્રીકમ વાણી વદે, હેડંબા સંતાન.

## કડવા ૨૧ મુ રાગ અહો રાયજીનો.

વૈશંપાયે એણીપેર બોલ્યા, સાંભલ્યને તું રાય; ત્યાર પછી શું નીપ-

જાું કહુ વીસ્તારી મહીમાય. અહોરાજ. ૧ મંત્ર ભણીને માથુ પછાડયુ તરત તેણી વાર; ઝીણા ઝીણા જંતુ કહીયે, કર્યા તેરહજાર. અહો. ૨ પછેરે લાંબા થયા છે, એછે સુરાનો સાથી; એક હજારના ઉંટ બનાવ્યા, એક હજારના હાથી અહો ૩ મોટા ઊચા ભારે કરીયા, ન મળે કોઇ કોઇ જેવાં; એક હજાર દહીતના તો,તરત ગનાવ્યા ઘોડા અહો.૪ ત્રણહજારની સાંકલ બનાવી કામ હારમુ કીધાં; તેટલા જનાવરને ત્યાં, તરત બાંધી દીધાં અહો. ૫ પછે સેવક મનુશ જાતી, ત્રણ હજાર જે દાસ; એક એકજના વરની પાસે, બેસારો એકેક પાસ અહો. ૬ તે સઘળા જનાવર સાચવે, એક પાસે એક દાશ ત્રણ હજાર દહીતનો પાછી, બનાવી દીધી ચાસ અહો. ૭ બાકી હતા તેમાંથી ત્રંબુસે, તેનો તંબુની નહી ભુલ; જરીયાન કસબી ભરેલી, મોતી નિલી ઝુલ. અહો. ૮ કાળસ તંબુ ઉપર મેલો, હીરા માણેક લળકે; જાજમ ગલેચા પાથરેલા, દરવાજે હીરા લળકે. અહો. ૯ ગરોરગચ્છે તે ઠેકાણે, વિચારે છે રાજન; સો દહીતનુ સારુ શોભીતુ, કર્યુ છે શીહાસન. અહો, ૧૦ ચારસેના કર્યા ચોપડા, શેરક હરામી ન કરી શકે; ચારસે મેહેતા ચોપડા લેઇને, નામા ઠામા લખે. અહો. ૧૧ બસે પાંચસેના પેરા મુકી, તે ખાંન રાયતુ ધરે; ચારે પાસે રહ્યા ફરતા, ચોકી એ ચોકસ કરે. અહો. ૧૨ હથીઆર ઉપાડાં છે હાથમાં, બીજા ચાકર અપાર;પાંન સોપારી પંખા નાંખનાર, વળી તેરી પોકારનાર.અહો.૧૩ સોનેરી સુરવાળ પેહેરો, પગમાં સોનાનો તોડો; કડા સાંકળાં વેઢ વેંટી પેહેરી, માથે મોતીનો તોરો. અહો. ૧૪ કબજો પેરણુ ઝાઝા ભરેલા, અબીલ રહે ઓપી; હીરા માણેક મોતિ જડેલા, માથે પેહેરી છે ટોપી. અહો. ૧૫ લીલાં પીળાં પટકા પાસે, ચંતામાં નવ પેઠો, સાહુણી એ તી શી વખાણું, સાચો સોદાગર બેઠો. અહો. ૧૬ સીહાસન સોભીતુ સારૂ, બેઠા વેપારી ચીન રાખી; વહાણું વાયું ને લોકે જાણું, થઇ ગાંડી દ્વારકાં આખી, અહો. ૧૭ જે જોઇ જાય ને વાત થાય જે, વાત કરતાં હરખ લાવો; હળધારીને ખબર પડી જે, મોટો વેપારી કોઇ આવ્યો. અહો. ૧૮ બળીભદ્ર બાહુના બળીયા, કરનને બોલાવી કહે કથી; ભાઇ ભુદર સાચું કહું છુ, હાવો વેવાઇ મળો નથી. અહો. ૧૯ શ્રીકરન કહે સાચું કોહો છો, ભુદરને મન ભાવું; દુરજોધન એ જનાવર લે, એમ એમ મોટાભાઇનું મનચડાવ્યું.અહો. ૨૦ ત્યારે ગોવંદ ગીરધારી કહે,એમાં શું હર્ખ લાવ્યો; એ વેહેપારીને ફોગટ ફેરો, શુંજાણી અહીં આવ્યો. અહો

૨૧ માલ એનો નથી ખપવાનો, સાંભળો બાંધવ સાર; ગરીબ દુરજોધન નથી લેવાનો, અંધ તણો કુમાર. અહો. ૨૨ બલીભદ્રને રીસ ચડી છે, મારો વેવાઇ કેવો; ચતરભુજ કહે ચમંડી પડે, પણ દમડી ન છોડે એવો. અહો. ૨૩ ત્યારે બીભદ્ર બોલ્યા, હરખ મનમાં લઇશ; એ વેપારી જાનવર લેવાનું, હુ તો વેવાઇને કહીશ. અહો. ૨૪ પછે મને શું મેણું મારીશ, કરન કહે સરવથી; હું કહું છું કે તમારૂં કહયું, એ કદી કરવાનો નથી. અહો. ૨૫ ક્રશ્નને કહે તારા મમતે, હું લેવરાવું બધા જ્યારે; ક્રશ કહે તમારૂં કહું નહી માને વીલા પડી જશો અત્યારે. અહો. ૨૬ મોહને મમતે ચડાવ્યા, મોટા ભાઇ તતબર થાય; હળધારી ઉઠીને ચાલ્યા, જાંનીવાસામાંહ. અહો. ૨૭ છત્રપતીએ માંન દેઇને, બેઠા આસન કહો કેમ; શું કામે પધારા વેવાઇ, ઝાઝો જણાવ્યો પ્રેમે. અહો. ૨૮ બળીભદ્ર કહે સાંભળો રાજા, મોટો આવ્યો વેહેપારી; નામ તમારૂં કીરતી જાણી, શોભા થઇ છે સારી. અહો. ૨૯ તે હાથી ઘોડા ને ઊંટ લાવ્યો, વેચવાને આંહ; ગોરી ચાખી સભામાં, તમારા વખાણ થાય. અહો. ૩૦ તારે કરન કહે એ નાદાર છે, એનાથી નાહી લેવાય; મોહ ને મમત કર્યા છે, તે લેવા જાઓ ત્યાંહ. અહો. ૩૧ તમારી કેવી કરે મશ્કરી, માટે તઇયાર થાઓ; ગમે તેમ કદી એના મમતપર, જાનવર લેવા જાઓ. અહો. ૩૨ મારે ઘેર ઘણો પઇસો છે, નવ ધરશો ચંતાય; માટે ઉઠી રૂઘળાં જાઓ, એમ કહી કર્યા વીદાય. અહો. ૩૩ માગે એટલી કીંમત આપો, હીંમત રાખજો મન; કરણ શકુની સરવે ચાલ્યા, રાજા દુરજોધન. અહો. ૩૪ દુશાશનને સાથે લીધો, ચાલ્યા નગરની બાહાર; રથમાં બેશી પરવર્યાં છે, જેને અતીશે અહંકાર. અહો. ૩૫ આઘેથી એની દ્રષ્ટે પડ્યા છે, લાગ્યા સઉ જોવાય; દુરજોધન કહે મામાને, આતે શી શોભાય. અહો. ૩૬ આપણે ઘેર હાથી હાવો, નવ મળે તો ખાર; દુરજોધનને મોહ લાગ્યા, સઉ લેઉ નીરધાર. અહો. ૩૭ મામાને ત્યાં કહેવા માંડયું સાંભળો સરવથી; આપણા તો રાજમાં આવો, એકે તંબુ નથી. અહો. ૩૮ ચતુર ચારે પુરૂષ આવ્યા, જોઇ ચંતામાં પેઠા; મેદાનમાં આવીને સરવે, રથથી ઉતરા હેઠા. અહો. ૩૯ મહી પેશવા મનસુબો કીધો, ચાલે છે ધમ ધમ; સોદાગેરના સેવક બોલ્યા, માંહી નથી જવા હુકમ. અહો. ૪૦ સકુની કહે શું સમજીને, બોલ કહે ખરો ખોટો; એ છે રાજા છત્રપતી તે એના ઘરનો મોટો. અહો. ૪૧ ઊભા રાખીને અંદર ચાલ્યો, શેવક પુછવા જાય; શેઠને પુછે છે હુકમ લેવા, આવ્યો છે

કાંઇ રાય. અહો. ૪૨ મળવા માટે આવે આપને, આપે હુકમ આડું જોઇ; અનુચરે આવી કહ્યું રાયને, જાઓ સરવે કોઇ. અહો. ૪૩ ચાર જણા ત્યાં અંદર ચાલ્યા, તંબુમાં પ્રેમે પેઠા; માન આવકાર દીધા વિના, સરવે હેઠા બેઠા. અહો. ૪૩ હેડંબાના પુત્રે જોયું, સારૂ કર્યું સનમાન; જાણ્યું જે આ પાંડવ આવ્યા, બોલ્યો દુરજોધન રાજંન. અહો. ૪૪ મામા મારા જુઓ સામા, પાંડવ કીરતી ગામો ગામ; આપાણને કોઇ નથી ઓળખતું, નવ જાણે મારૂં નામ. અહો. ૪૫ સકુની મામા બોલ્યા સપાટે, સત્ય વદા વચન; રાજપાટ તો હારી ગયા ને, પાંડવ કાહાડ્યા વન. અહો. ૪૬ રાય હતા તે રંક બન્યા છે, ગઇ એમની ગતી; આતો રાજા ચક્રવૃતી છે, છબીલા છત્રપતી અહો. ૪૭ માયાવી એ વાત સાંભળી, મનમાં થયો ઉદાસ; ફોગટ ફેરો મીથ્થા પડીયો, શું થાશે અવીનાશ. અહો. ૪૮ ખોટો ખરચ આ માથે પડીયો, નડીયો આપાણાને આજ; પાછા લેઇને જવું પડશે, ગઇ લાખેણી લાજ. અહો. ૪૯ વલણ. લાજ ગઇ છે લાખેણી થઇ ઉદાસી મન; સેવકને આપી આગના, વ્યાસ વદા વચન.

## કડવા ૨૨ રાગ ઝડપની સાખીનો.

માયાવી કહે મેહેતા મારા, વીવેક પડીયો વાંધો; માઠા શુકન થયા આપણે, ચતુર ચોપડા બાંધો ૧ હુશેથી અહીઆ આવ્યાતા, જાણી પાંડુ તન; માઠા શુકને અહી આવ્યો, દુષ્ટ દુરજોધન. ૨ એનાથી કંઇ નહી લેવાએ, છે નાદાંનનો નાદાંન; ફાસુ ફેરો પડયો આપણે, આંધળાનો સંતાન.૩ જીવ જાયે તોયે નાણાં ન આપે, એની વાત કહુ તને વરણી. ધ્રતરાષ્ટની રાણીએ તો, આખલા સાથે પરણી. ૪ ભારે ભડવીર ભીમ જાણે, કીંમત હાથીની જેહ; અરજુનને કીંમત ઘોડાની, તેમાં નહી સંદેહ. ૫ ત્રીકાળી જ્ઞાની સેહદેવ, ઉંટની કીંમત જાણે; આ અકરમી સરવે આવ્યા, નવ ઉપજે કીંમત પ્રમાણે. ૬ એ સઘળા જીવના જીણાં, નવ કોઇથી લેવાય; હવેર અહીઆ નથી રેહેવું, માટે થઇએ વીદાય. ૭ માટે ઉઠી અહીથી ચાલો, જઇએ આપણે ઘેર; ભોગ લાગ્યા જે અહી આવ્યા, પુરણ થઇ રહી પેર. ૮ આ વેળા તે છુટી પડીયું, ખરચ આપણે માથે; હાથી ઘોડા ઉંટ બાંધો, એ સઘળું લ્યો સાથે. ૯ સકુની સપાટે બોલ્યા, વિચારો વેહેપારી; હવે અહિથી પાછા ફરો, વાત કરો નહી સારી. ૧૦ છેલ છબીલા છત્રપતિ આ, કહે છે સઘળુ સહીશું; ગમે તેની

કીમત હશે પણ, અમો સઘળુ લેઇશું. ૧૧ માટે મોટા વેહેપારી થઇ, આવ્યો નહી કાંઇ ક્રોધ; ઉંચા નીચા ભાવ કરીને, કરોને પેહેલો શોધ. ૧૨ વચન. શોધ કર્યો સાચો સહુ, કાચો નહિ લવલેશ; વ્યાસ ત્રીકમ વાણી વદે, હવે ન કરશો કલેશ.

## કડવા ૨૩ મું રાગ ચોપાઇનો

બોલ્યા વૈશંપાયે વચન, સાંભલ જનમેજેરાજન; કહુ સુરેખા હર્ણ મહીમાય, સાંભળતામાં પાવન થાય. ૧ બોલ્યો સકુની મામો વીચારી, શી હીમત મનમાં ધારી; તમે શાખો હઇઆગાં હામે, એક વાર કરી જુઓ કામ. ૨ વાત અમો સાચી કહીશું, અમને ફાવશે તો લઇશું; કહો વાત ખરેખરી ખચીત, એક વાજબી કીમત રીત. ૩ હેડંબા દીકરો વાણી બોલ્યો, વાત સાચી કહી પડદો ખોલ્યો; એક ગજે પાંચ હજાર, અમો હાથીના લેઇશુ સાર, અસ્વ ઊંટ ઊંચક દેઇશુ, એક લાખ રૂપીઆ લેઇશું. ૪ શણગાર સાથે એહ, સઉ આપી દેઇશું તેહ; બોલ્યા સકુની તે દન, લેવાનુ કીધું મન. ૫ બોલ્યા સકુની વચન, તમે સાચુ બોલ્યા વચન; શોદાગરે કહુ ચાલો સાથ, ગજ લેઇ ભરો તમે હાથ. ૬ ગુમાસ્તા લઇ તે વાર, ભરવા માંડયા તે હાર; મેહેતા ચોપડા લેઇ ત્યાંય, ભરી કીમત મુકે માંય, ૭ ગટોરગચ્છ આવ્યો તહી, જોયા કરેછે તે મહી; જેમ જેમ એ ભરતા જાય, માયાવી વધારે ત્યાંહ. ૮ જેની માયાનો નહી પાર, હાથી ઊંચા વધે નીરધાર; કીમતના આંકડા મુકે, મેહેતા મુસદીના ચુકે. ૯ ઘોડા ઊંટના આંકડા જેહ, સઉ ગણવા માંડા તેહ; હાથી લીધા એક હજાર, તેના હીસાબે નાવે પાર. ૧૦ સઉ ગુમાસ્તા આંકડા ગણે, તે કૌરવો મનમાં શણે; મેહેતાએ એક આંકડો કીધો, ગટોરગચ્છના હાથમાં દીધો. ૧૧ પછે આવ્યો દુરજોધન રાય; જોઇ રહ્યા છત્રપતી ત્યાંય; કહે મામાને તે વાત, એવા મનમાં થયો ઉચાટ. ૧૨ ત્યાં બોલ્યો દુરજોધન રાય, મામા શો કરવો ઉપાય; સકુની કહેછે વેહેપારી,, મેં વાત રૂદેમાં ધારી. ૧૩ તમો રોહોછો કીયે ગામ, લખાવોને તમારૂ નામ; વાત સકુની કહેછે રૂડી, તગ ગામ મોકલીશું હુંડી. ૧૪ બોલ્યા વેપારી તેણી દીશ, એને ચડી ગઇ છે રીશ; તમે સાંભળો સરવથી, અમો ઉધારે રહેવાના નથી. ૧૫ અમે વાત સાચી કહીશુ, અહીઆ નાણા ગણી લેઇશું; બોલ્યા સકુની સરવથી, અમો અહીઆ લાવ્યા નથી. ૧૬

ત્યારે બોલ્યો સોદાગર સાર, શું કરવા આવ્યા આ ઠાર; કોને તમને બાંધ્યા તાં ઊંચે, હવે નાણાં આપતાં સું ચતાં ખુંચે, ૧૭ અમને મેહેનત આપી ઠાલી, આવ્યા નાણાં વના તમે ખાલી; બોલ્યો સોદાગર તે વાર, શેવક બોલ્યા ત્યા દરબાર. ૧૮ હવે વાતફરેશી સાંધો, એ ચારેને અવળા બાંધો; આપ્યા વના નવ્ય જવાય, વીલો પડીયો છત્રપતીરાય. ૧૯ કહ્યુ મામાની પ્રતે ત્યાંય, હવે શો કરવો ઉપાય; આતો બંધીખાને પડીયા, ભોગ લાગ્યારે અહી ચડીયા. ૨૦ સકુની કહે લેવો અહી લાહાવો, વેવાઇને ઘેરથી મંગાવો; અહીથી છોડે તો જવાય, ત્યાં જઇને અહી લવાય. ૨૧ ત્યારે સેવકને કહી વાત, લાવી દઇએ નાણાં વિક્ષાત; શેવક રાયને પુછવા જાય, આવ્યો એકની લેઇ રજાય. ૨૨ કહો ચારમાંથી કોને છોડું, હું તેના બંધજ તોડું; ત્યારે સકુની બોલ્યા ત્યાંહ, આવુ ઝડપથી લેઇને આંહ. ૨૩ મામા સકુની છોડી દીધો, એને ઉતર રાયને દીધો; હમણા લેઇ આવુ આ ઠામ, ભાણેજનું કરવું કામ. ૧૪ હુતો હર્ખે ગણેરો લાવુ, હમણાં નાણા લેઇ આવું; ખત ખાતે લખી લાવીશ, રાય ચંતા તું ન કરીશ. ૧૫ કોઇ નવ્ય ધીરે આ ગામ, તો મારે તમારે રામ રામ; એવુ કહીને ચાલ્યા જાય, તેતો આવ્યો દવારકા માંહ. ૨૬ એને વીચારી સઘળી પેર, આવ્યો નાણાં વટીને ઘેર; ખાતે ખતે લખીને લીધા, ગાડા મામએ ભરાવી દીધા. ૨૭ તે લઇને ચાલ્યો જાય, આવ્યા સોદાગરને ત્યાંહ; આપ્યા વેહેપારીને જ્યારે, ગણી લીધા રૂપીઆ ત્યારે. ૨૮ પછે આગના દીધી તે ઠાર, છોડી મુકયા તે ચાર; જનાવરને બાંધી હાર, બેઠા રથમાં પેલા ચાર. ૨૯ એક એક જાનવર તાંહ, શેવક એકેકો મુકવા જાય; મુકી આવો સરવે તહી, પાછા વેહેલા આવો સહી. ૩૦ આવી ગામમા હાથીની હાર, લોક જુવેછે અપરંપાર; સઉ દેખીને ખુશી થાય, ધન ધન દુરજોધન રાય. ૩૧ આવ્યા જાનીવાસા મહી, દેખી ખુશી થાય છે તહી; બાંધી દીધી સરવે હાર, આપી શેવક ચાલ્યા બાર. ૩૨ જાણી બળીભદ્ર તે વાત, કહે ક્રશ્ન ઝાલી હાથ; સારો શોધી કાહાડયો વેવાઇ, હાથી ઘોડા લાવા સહી. ૩૩ તુંતો આડા અવળુ બોલે, કોણ છે છત્રપતીની તોલે; ત્યારે બોલ્યા દીનો નાથ, તમો સાચી કોહોછો વાત. ૩૪ હવે આબરૂ એની મોટી, આપ્યા રૂપીઆ એક કોટી; એમ ભાઇ ભાઇને કહે વાત, હવે પડી ગઇ ત્યાં રાત. ૩૫ સુતા સરવે જાનીવાસ, કોઇના મનમાં નહી ઉદાસ; પણે સેવક સઉ ગયા જ્યારે, ગટોરગચ્છ બોલ્યો ત્યારે. ૩૬ એને કામ સપારે

કીધા, નાણા ભોંયરે મોકલી દીધા. એછે માયાવીનો અવતાર, એના સેવકને શી વાર. ૩૭ પછે હરખ ઘણેરો લાવ્યો, પોતે બાંધવ પાસે આવ્યો; અભેમુન્ય કહે મોટા ભાઇ, ક્યાંથી લાવ્યા નાણું આ સાહી ૩૮ બોલ્યો ગટોરગચ્છ કામ કીધા, આજ દાદા લુંટી લીધા; એને પીતા કાકા કાડ્યા વન, તો મેં લુંટો દુરજોધન. ૩૯ વાત સાંભળી અભેમુન્ય, પોતે મનમાં થયો પરસન; તમ બુધીને બલીહાર, એનો હરખો અપરંપાર. ૪૦ પછે કામ કરી તે દંન, બંને બેઠા કરવા ભોજન; ભોજન સાથે કરીને ત્યાંહ, પાન સોપારી ખાતા રાય. ૪૧ પછે આગના માગી જ્યારે, જવા તઇઆર થયો ત્યારે; અભેમુન બોલ્યો સાર, પાછા શીદ જાયો નીરધાર. ૪૨ કહે ગટોગચ્છ કરૂ કામ, કાશી લુટી લાવુ તમામ; તમે ચંત ધરશો નહિ, પાછો કાલે રાતે આવુ અહી. ૪૩ એમ કહીને નીકળ્યો બ્હાર, માયા સંકેલે કુમાર; કેશ છુટા મુકી ધુણે, એની વાત કોઇ ન સુણે. ૪૪ માયા સંકેલી ચડી ચોટે, ઊંટ હાથી ઘોડા આળોટે; ચીશે ચીશો નાખે ઘણી, જાન જાગી દુરજોધનતણી. ૪૫ નથી સ્થીર રહે તાચણું,જાણેજનાવર પામશેમણું; ત્રાહત્રાહજનાવર કરે,છત્રપતીજુવે ધાંનધરે. ૪૬ હવે શો કરવો ઉપાય, મામા આતે શું કહેવાય; જનાવર પાડે ઝાઝી પોક, જોવા મળ્યા નગરના લોક. ૪૭ કહે દુરજોધન શુ કરૂ હાવે આખી દ્વારીકા જોવા આવે; થઇ રહો ગામમાં પોકાર, ચારે પાસે થાય હોકાર. જાગીઉઠયા જાદવરાય, હસવા લાગ્યા મનની માંય; હવે તતપરઆપણે થઇયે, જાની વાસે જોવા જઇયે. ૪૯ ખરો ખેલ માયાથી કીધો, જીવ જનાવરનો લીધો, કર્યા કૌરવ નાણે ચોખા, રહેવા દીધા હાડકા ખોખા. ૫૧ જોઇ થયા દલગીર અપાર, આંખે જળ ચાલે ચોધાર; દુરજોધનને છાના રાખે, ભાણેજ પ્રતે વાણી ભાંખે. ૫૨ તમે રોસો નહી હવે રાય, રોયે આબરૂ ઇજત જાય; કેહેશે લોક સરવે સરવથી, એની પાસે કાંઇ રહયું નથી. ૫૩ બોલ્યો દુરજોધન વચન, બલીભદ્રને કહુ તે દને; જુવો તમે નજરે દીઠુ, લાવો જનાવર દાટવા મીઠુ. ૫૪ કહે કરન વાણી થાપો, જે જોઇ તે લાવી આપો; બોલ્યા બલીભદ્ર તતખેવ, તને મશકરીની પડી ટેવ. ૫૫ તેડાવ્યા ચાકર અપાર, ખાડા ખોદાવ્યા અપરંપાર; માંહી જનાવર મીઠુ નાંખે, ખાડા પુરીને શાક રાખે. ૫૬ કામ હેડંબા સુતે કીધું, એને નાણું લુંટી લીધું; ભુલ્યા સરવે ચીતનું ભાન, એને હાવું કર્યું તોફાન. ૫૭ સરવે ગયા પોતાને ઘેર, આવી સાણીએ જાણી પેર; રૂવેછે દુરજોધનરાય, છાની રાખવા આવી ત્યાંય. ૫૮

૫૮. ઊભા વેપાર કરજો,હવે લોકના નાણાં ભરજો; દીધા શાણીએ ડપકા જ્યારે, મન વાળી સુતા સૌ ત્યારે. ૫૯ પછે હેડંબાનો તન, એને વીચાર કરીયો મનં; નથી જતો માયાવી થાકી, હવે કાકીઓ લુંટવી તાકી. ૬૦ વસ્ત્ર લુંટવા ગાકી કાકીયો, હઇએ હરખ લાવુરે; સણુગાર સઘળો લેઇને, નગ્ન કરી નચાવુરે.

## કડવા ૨૪ રાગ ધનાસરી.

હેડંબાના દીકરાએ, વિચારૂ નીરવાણુ; દરવાજાની ઓળથી, બે હાર કરી દુકાંન ૧ સામા સામી બે ઓળ કરી, તંબુ તાણી દીધા; શોભા સારી સોહામણી તે, કામ એવા કીધા. ૨ વેપારી છે જુદી જુદી, જાતના વળી ત્યાંય શણગાર વસ્ત્ર લેઇ બેઠા, બજારકરીમાંય ૩ વહાણું વાયુને લોક જગ્યા જોવા લાગ્યા ત્યાંય; આખી દ્વારકાઉંડે ને,ત્યાંજોવા માટેજાય. ૪ નારી પુરૂષ જે જોઇ આવે, થાય લેવાની હુશ; ભારે વેપારી ભાળીને, લોક થાય છે ખુશ. ૫ તે વાત ગઇ ગોવંદને ઘેર. જીવ ચંતામાં પેઠો; હેડંબાનો દીકરો એ, દુકાંન માંડી બેઠો. ૬ શ્રી ક્રશન એ સઉ નારીને તેડાવી લીધી ત્યાંય; શીખામણ શામળીએ દીધી, નવ જશો વસ્ત્ર લેવાય. ૭ પેહેલી સરવે ભેગી થઇને,તત બર વહેલા થાઓ; જાનીવાસે વેવાણોને, જોવા લેઇને જાઓ. ૮ આપણે બે વસ્ત્ર શણગાર ન લેવા, એ બોલ રૂદેમાં શેહેજો; દુરજોધનનીરાણીએ લે એવો મોહ ચડાવી દેજો. ૯ શ્રી ક્રશન સમજાવીને, વીદાય કરી છે જ્યારે; સઉ નારીઓ તઇયાર થઇને, ગઇ જાનિવાસે ત્યારે. ૧૦ વેવાણોને મળવા આવી, સઉએ દીધા માન; એક એકને વાતો કરતા, બહુ શોભે તમારી જાન. ૧૧ ત્યારે વેવાણોએ તે ઠેકાણે, મુખથી કર્યા ઉચ્ચાર; ચાલો કોઇ વેપારી આવ્યો, લઇએ વસ્ત્રને શણગાર. ૧૨ બજાર બહુ ત્યાં ભરાયે છે, માટે તતબરથઇએ; લેવુ ન લેવું મરજી પોતાની, જોવા માટે જઇએ. ૧૩ સઉ કૈરવ અસ્ત્રી તઇયાર થઇને, ગઇ બજારમાં પેઠી; ભારે ભારે વસ્ત્ર શણગાર, સઉ જોવા દુકાને બેઠી. ૧૪ સાળુ કસબી ચણીયા ચોળી, ભારે જેનું મુલ; હાર ગજરા ચંદન ચુડીયો, ભેરવી અમુલ્ય. ૧૫ ખંખેરીને ખીટીએ, ભેરવી અપાર; દ્વારકાંમાં વાતો ચાલી, શોભા અપરંપાર. ૧૬ દુરજોધનની જાન સાંભળી, વેપારી હરખે આવ્યા; જુદી જુદી જાતના એ, શણગાર વસ્ત્ર લાવ્યા ૧૭ દરવાજાની બહાર બેઠા, બજાર બનાવી દીધું; હેડંબાના દીકરાએ, કામ

હાડે દીધું. ૧૮ શ્રી ક્રશ્ન એકલા જાણે, બીજુ ન જાણે કોય; દુરજોધનની સ્રીને, ભાઇઓની રાણીઓ જોય. ૧૯ રસ્તે સઉ વેવાણો ચાલે, આણાવે મન ની માંય; ભાનુમતી કહે લક્ષ્મીજીને, સારી થઇ છે શોભાય. ૨૦ એક આખી પ્રુથ્વીમાં મારા, મોટા છે મુજ સ્વામી; મુજ પગલે એમના ઘરમાં, નહી લક્ષ્મીની ખામી. ૨૧ બીજા રાજા છે પ્રુથ્વીમાં, તે અવળુ અવળુ બોલે; તમારા સ્વામી શ્રી ક્રશ્ન તે, નહી મુજ સ્વામી તોલે. ૨૨ અમો જ્યાં જઇએ ત્યાં હાલુ, રહિએ આણંદભેર જ્યારની હું હસ્તીનાપુર, આવી ત્યારની લીલા લેહેર. ૨૩ સતભામાને સઉ સુંદરી, બોલે મનમાં એમ; પોતાનિ મોટાઇ દેખાડે, ઘણો બતાવે પેમ; ૨૪ દુકાનોમાં વસ્ત્ર શણગાર, જોઇને પરસન થાય; ભાનુમતી કહે લોને વેવાણ, ત્યારે બોલ્યાં ત્યાંય. ૨૫ કહે લક્ષ્મીજી એ શું બોલ્યા, અગથી નવ લેવાય; ઘેર અમો પુછીને નથી આવી, લેવાનિ આગનાય. ૨૬ ત્યારે ભાનુમતી સતી બોલી, સાંભળો ગરવથી; અમે હાલું લેવું હોય તો, ધણીને પુછતા નથી. ૨૭ અમો ધણીનાનથી ઓશીઆળા, એમના દાબેલા ના રહીયે; અમને જો કાંઇ કહેવા આવે તો, ઠપકો સામો દઇએ. ૨૮ અમારા સ્વામી અમને પુછ્યા વણ, નવ પીએ કદી પાણી; કદાપી તે પીને ઘેર આવે તો, કરી નાંખુ ધુળ ધાણી ૨૯ લક્ષ્મીજી કહે સાચુ કાહો છો, એમ વદ્યા તેઓ સામે; કહ્યાવના અમે કામ કરીયે તો, ચામડી ઉતરડી નાંખે. ૩૦ દુરજોધનની રાણી બોલ્યા, અમારા છત્રપતી ભુપાળ; મારા સામું એ બોલે તો, હું બાંડુ બહુ ગાળ. ૩૧ શ્રી ક્રશ્નની સઉ સ્રીઓએ, કરે વીચાર મન ગોરી; જે સ્વામીને કરે છણકો, તે નઠારીની છોરી. ૩૨ બાઇ તમે તો છો ભાગ્યશાળી, તમઘેર તમારૂ ચાલે; અમારા ઘરમાં ધણી અગાડી, એક પાંદડુ નવ હાલે. ૩૩ એમ વાતો કરતી સઉએ અસ્રી, કરણ શકુની મામાની; શ્રી ક્રશ્નની સાથે ચાલે, નથી રસ્તે રેહે કોઇ છાની. ૩૪ દુકાનો ત્યાં નવીને નવી, બજાર શોભે અપાર; તેવી કૈરવોની અસ્રીઓ, જુવે છે સહુ નાર. ૩૫ નાના વીધના વસ્ત્ર શણગાર, જોયા અપરંપાર; સરવે જોતાં મનમાં મોતા, જ્યાં બેઠો હેડંબા કુમાર. ૩૬ તે દુકાંનનો ઠાઠ જોઇને, સઉ થયા પરસન; દુરજોધન રાણીને જોઇ, થયું લેવાનું મન. ૩૭ ભાનુમતી થઇ ફુલી ફાળકા, કહે જુવો ક્રશ્નની રાણી; મારા સ્વામીના નામની, જુવો દુકાનો મંડાણી. ૩૮ લક્ષ્મીજી કહે સાચું કાહો છો, તમારા ધણીની મંડાય; ભાનુમતી કહે જુવો વેવાણ, અમને સારૂ દેખાય. ૩૯ પછે વેહેપારીની પ્રત,

ભાનુમતી ત્યાં પુછે; આ એક નારીના વસ્ત્ર શણુગાર, તેની કીંમત શું છે.
૪૧ ત્યારે હેડંબાનો પુત્ર બોલ્યો, અમો રહિયે આવે દેશ; અમારા ગામની
અંસ્ત્રીઓને, નથી આવો પેહેરવેશ. ૪૨ માટે અમારે કીંમત નથી, તતપર
વેહેલા થાઓ; તમારા અમને આપી, આ પેહેરી સૌ જાઓ. ૪૩ રાજી થઇને
કહે ભાનુમતી, આ વેહેપારી કેવો; ભારે ભારે શણગાર આપે, દેખાય આં-
ધળા જેવો. ૪૪ મોતીની પણુ કીમત ભારે, ઠીક મળો સંજોગ; આપણાને
એ આપી દેછે, એના કરમના ભોગ. ૪૫ દુરજોધનની સણી કહે છે, ચાલો
બદલી લેઇએ; સતભામા કહે અમે બદલીને, કોને ઘેરજ જઇએ. ૪૬
ઘરમાં ધણી પેસવા નજ્ઞ દે, થનાર હોય તેમ થાય; ગમે એટલું સોંઘુ હોય
પણુ, અમથી ન પેરાય. ૪૭ ત્યારે છત્રપતીની નારી દુકાન મધે પેઠી; વસ્ત્ર
શણુગાર ઉતારીને, સૌ બદલવા બેઠી. ૪૮ હેડંબાનો દીકરો બોલ્યો, વચન
સાંભળી લેજો; કશુ બાકી રહેવા ના દેશો, સઘળુ પહેરી દેજો. ૪૯ ભાનુમ-
તી ગાજીને બોલી, સાંભળો સરવથી; અમો તમારો એકે દાગીનો રહેવા
દેવાની નથી. ૫૦ વાલની વીંટી રહેવા ના દીધી, પહેર્યા સૌ શણુગાર;
ચણીયા ચોળી ચીર પેહેરી, તર્ત નીકળી બાહાર. ૫૧ દુરજોધનની રાણી
પુછે હવે દેખાઉંછુ કેવી; મામીજી કહે શું કહુ વહુ, જાણે લક્ષ્મીજીના જેવી.
૫૨ વાતો કરતાં ગયા ગામમાં, દ્વારકા જ્યાં શહેર; ભગવાનની સરવે
અસ્ત્રી, તે ગઇ પોતાને ઘેર. ૫૩ શામળીયે સમાચાર પુછા, ત્યારે કામનીઓએ
કીધા; કૌરવની સરવે અસ્ત્રીએ, વસ્ત્ર શણુગાર બદલી લીધા. ૫૪ જાનીવા
સે પોહોચી સરવે, હરખ મનમાં લાવ્યા; પોત પોતાના સ્વામીને, તર્ત ત્યાં
બોલાવ્યા. ૫૫ દુરજોધન સકુની મામો, જોઇ હરખા મનની માંહ; હાવા
વસ્ત્ર શણુગાર કયાંથી, પેહેરી લાવ્યા આંહ. ૫૬ ભાનુમતી ગાજીને બોલી,
બોલ રૂદેમાં ધરીયે;તમારા જેવો અમોએ,વેપાર ખોટો ન કરીયે. ૫૭અમારા
પઇસા નથી આપવા, લાવ્યા સઉ સમજાવી; આપણા વસ્ત્ર શણુગાર આપી,
એના પેહેરી અમો લાવી. ૫૮ બમણો નફો નારી લાવી, હરખો સરવે સાથ;
કૌરવ સરવે રાજી થયા, એક એકનો ઝાલી હાથ. ૫૯ દુરજોધન કહે મામા
મારા, વાત કરૂ હું કેવી; લક્ષમણુાની મા શોભે છે, ઇંદ્રાણીના જેવી. ૬૦
સકુની સપાટે બોલ્યા સાંભળને સરવથી; તારી મામીના જેવી જાણે, વીશ્વ
માં બીજીકો નથી. ૬૧ આપણે હાથી ઘોડા લીધા, હરખ મનમાં લાવી;
બાયડીયો બુધીની પાકી, વેપારી છેતરી આવી. ૬૨ વાજુ પાણી કરીને

સરવે મનમાં રાજી હુતા; પોત પોતાના સ્થાનકે, જઇને સરવે સુતા. ૬૩ જળ જંપ્યું ને દરવાજા, બંધ થયા છે જ્યારે; હેડંબાનો દીકરો ભોંયરે ગયો ત્યારે. ૬૪ બાંધવ પાસે આવ્યો ચાલી, કહ્યા સમાચાર; મોટાભાઇ આ કયાંથી લાવ્યા, વસ્ત્રને શણગાર. ૬૫ ત્યારે ગટારગચ્છ બોલ્યો, હીકમત કરી મે પાકી; કાલે કાકાને લુટયા અને, આજ લુટીઓ કાકી. ૬૬ એમ કહીને બને ભાઇઓ, ચંતામાં નવ પેઠા; એક થાળમાં બંને સાથે, ભોજન કરવા બેઠા. ૬૭ પાન સોપારી ખાઇને ઉઠયો હેડંબાનો તન, અભેમુન્યની સાથે બોલ્યો, મુખ થકી વચન. ૬૮ ભાઇ તમો અહી હમણા બેશો, હું જઇને આવું; આજ એની જાનમાં હું કાકીઓને નચાવુ. ૬૯ એવુ કહીને બાહાર આવ્યો, ચંતામાં નવ્ય પેઠો; માયાના કેશ ખુલા કરીને, ધુણવાને બેઠો. ૭૧ ધુણવા લાગ્યો ગટારગચ્છ, હરખે મની માંહ; જાન સુતીછે દુરજોધનની, ત્યાં શું તોફાન થાય.

## કડવા ૨૫ મું. અહોરાયજીનો.

વૈસંપાયે રૂશી બોલી ઉઠયા, સાંભળને તું રાય; ત્યાર પછી શું નીપજ્યું, કહુ બીસ્તારી મહીમાય. અહો. ૧ હેડંબાનો દીકરો ધુણે, કામ સપાટે કીધા; ચીર સાડી વસ્ત્ર પેહેરેલા, તે સઉ હરી લીધા. અહો. ૨ સઉ નારીયોએ સયન કરૂં છે, રાતે રાજી હુતા; વસ્ત્ર શણગાર પોતીકા તે, પેહેરીને એમ સુતા. અહો. ૩ માયા સંકેલી મન મેહેલી, વીચારૂ વીવેકે આપ; કલ્લાં સાંકળા પેહેર્યા તેના, પેહેર્યા બના છે સાપ. અહો. ૪ હાંધલી ચાકણો થઇને, મારે ડંખના ઝટકા; કાને પાંદડીયો પેહેરેલી ત્યાં, ત્યાં થયા વીંછીના ચટકા. અહો. ૫ માથા ઉપર દામણી બાંધી, જાણે કાન ખજુરા ફરતા; મોતીની માળાઓના, ભરે મંકોડા ચટકા. અહો. ૬ હાથે સાંકળા પેહેરેલાના, મોટા બનીયા સાપ; પુંફાડા ઉપર મારે છે ઉંદર, ઓરે મારા બાપ. અહો. ૭ તુસીની તનસો થઇ છે, નાગેણ કાલીમાંઠી; શરીર ઉપર સળવળે છે, જીવ લેઇને નાઠી. અહો. ૮ જરમળીયાની જેમલો થઇ, ચટકા મારે અપાર; જાન જાગી ઊઠી સરવે, કરે ઘણો પોકાર. અહો. ૯ બુમો બહુ પાડે છે નારી, મુકે મોટી પોક; દુખ દારૂણ થવારે માંડયું, જાગ્યા દ્વારકાના લોક. અહો. ૧૦ વસ્ત્ર સઘળાં લેઇ લીધા, રૂવે રૂદીયા ફાટ; કૌરવો સઉ જાગી જુવે, ઘણો થાય ઉચાટ. અહો. ૧૧ દીવા કરાવ્યા જોવા માટે, ઓરડે અં-

પાડુચોર; બારથી કહો બારણું ઉઘાડો, માંહી શું આવ્યો ચોર. અહો. ૧૨ માંહી રૂવે ને બારથી જુવે, સાંકળે વળગ્યા સાપ; ઉઘાડવાની હીમત નથી, ઓરે મારા બાપ. અહો. ૧૩ લોકની મેદની ભારે ભરાઇ, શ્રી કરશન ઉઠયા ત્યાંહ; જાદવ સાથે લેઇને આવ્યા, જાનીવાસે જોવાય. અહો. ૧૪ બળીભદ્ર પણ નાઠા આવ્યા, આતે શું કહેવાય; રોજ રોજ આ જાનમાં ભાઇ, તોફાન શાનુ થાય. અહો. ૧૫ લોકે કમાડ ભાગ્યા ઊતારા, બોલી નાર સરવથી; હમણા કોઇ આવશો નહી, અમારી પાસે વસ્ત્ર નથી. અહો. ૧૬ સરવે કોરવોએ નાંખ્યા ધોતીયા, ચંતા ચીતમાં પેઠી; ધોળુ વસ્ત્ર એકેકુ પેહેરી, વારા ફરતી ખુણે બેઠી અહો. ૧૭ ભગવાન કહે આ શું છે, રીસ રૂદેની છાંડી; સઘળી કૌરવોની અસ્ત્રી, બેઠી જાણે રાંડી. અહો. ૧૮ ઘણી કુદાવી છે નારીયો, થાકી ગઇ છે અપાર; કાંન ખજુરા મંકોડા ખંખેરે, તરત આવે બાહાર. અહો. ૧૯ માંહીથી કેટલીક ધાંટા કાહાડે, દુખ દોહલુ કાપો; વસ્ત્ર અમારી પાસે નથી, તે પેહેરવાને આપો. અહો. ૨૦ રોઇ રોઇને રાણી બની છે, કુદી કુદીને કુટે; કેટલીક અસ્ત્રીઓને, ચોધારા આંશુ છુટે. અહો. ૨૧ જનમારો આ જાન સાંભળશે, કોણ કરે આ કોપ; ગટોરગચ્છ ભોંયરામાં ગયો, માયા કરી અલોપ. અહો. ૨૨ એમ ભારે તોફાન કરીયું, હેડંબાનો તંન; કોઇને ખબર પડી નહીને, જાણે છે જુગજીવંન. અહો. ૨૩ લોકો સરવે વેરાઇ ગયા છે, મન થઇ ઊદાસ; બલીભદ્ર આવી બેઠા, દુરજોધનની પાસ. અહો. ૨૪ ધીરજ આપી રૂદયે ચાંપી, ડરસો નહી લગાર; છત્રપતી કહે સુખ નવ પડીયુ, ઓરે દેવ મોરાર. અહો. ૨૫ દુરજોધન સમજાવે નારી, મારી નજર કરડી; ઘેર ગયું આળગંન કરવું, કહે વચંન થયુ મુખ મરડી. અહો. ૨૬ છત્રપતીએ ડપકો દીધો, ભાનુંમતીને જ્યારે; તરફોડા હરફોડા કરીને, બોલ્યાં રાણી ત્યારે. અહો. ૨૭ સા શુકને આપણે આવ્યા, રોજ રોજ થાય દુખ; આવા ખસો હું નથી રેવાની, મરડી કહુ મુખ. અહો. ૨૮ કોઇની પાસે વસ્ત્ર નથી ને, નથી કાંઇ શણુગાર; તે માટે ઓ સ્વામી મારા, નથી પરણાવવો કુમાર. અહો. ૨૯ ત્યારે બળીભદ્ર કહે મંગાવી આપું, એમ કહ્યું છે જ્યારે; એકશોને છ નારીના, શણુગાર મંગાવ્યા ત્યારે. અહો. ૩૦ સઉને સઉના જુદેજુદા, આપો તેણીવાર; સરવે નારી ખુશી થઇ છે, પેહેરાં વસ્ત્ર નીરધાર. અહો. ૩૧ ગટોરગચ્છ ભોંયરે બેઠો, બાંધવને કહે વાત; આજ કાશીઓને નચાવી, કર્યો ઘણો ઉતપાત. અહો. ૩૨ સઉ સઉને

ઉતારે ચાલ્યા, સરવે કરૂ સયંન; વાહાણું વાયુ ને લોક ઉઠયા, જાગ્યા જુગજીવંન. અહો. ૩૩ હેડંબાનો દીકરો તે, માગી છે આગનાય; બાંધવને કહ્યુ જમણું આવુ, એમ કહી બહાર જાય. અહો. ૩૪ માયાવીનો દીકરો એ, ચંતામાં નવ પેઠો; પાંચ પચાસ રાક્ષસ લઈને, શાકબજાર માંડી બેઠો. અહો. ૩૫ સારા સારા શાકભાજી, લેઇને બેઠા ત્યાંય; હેડંબાનો દીકરો તે, ચગો કાછીએ જયાં. અહો. ૩૬ સઉના કરતાં શાક સારા, સહુ જુવે અપાર; હેવામાં ત્યાં આવી પોચ્યા, પોતે દેવ મોરાર. અહો. ૩૭ ભગવાન ભાવે ભાવ પુછે, લીધી મોહંને ભાજી; કહ્યા પ્રમાણે મુલ આપ્યુ, લેઇને થયા છે રાજી. અહો. ૩૮ મટોરગચ્છ કેહેવા લાગ્યો, શું રે કહું મુખ કથી; અભીમાનીને ખવરાવજો, સતીયાને ખાવાના નથી. અહો. ૩૯ એમ કહીને સરવે આપ્યું, પોતે થયો વીદાય; બીજા સારા શાક સરવે, લઇને મોહન જાય. અહો. ૪૦ ઘેર ગોવીંદ ચાલી આવ્યા, મનમાં મોહન મોહી; સામળીયો સ્વચ્છ વસ્ત્ર પેહેરી, કરવા માંડી રસોઇ. અહો. ૪૧ કોઇ દીવસ કશ ન રાંધે, તે દન રાંધે ત્યાંય; આખી સૃષ્ટીનો સ્વાદ મુકો, શાક ભાજી માંય. અહો. ૪૨ રસોઇ રાંધી તઈયાર કીધી, હરજી હરખ લાગ્યા; એટલે જાનીવાસેથી, સરવે જમવા આવ્યા અહો. ૪૩ બાજઠ મુકયા સરવે ઢાલી, કંચન મુકયા થાળ; સામગ્રી સરવે પીરસે છે ત્યાં, સ્વામી શ્રી ગોપાળ. અહો. ૪૪ સત્યવાદીને સત્ય પીરસે, સો કૌરવને ત્યાંય; માયાવીની સામગ્રી પીરશી, પોતે જાદવરાય. અહો. ૪૫ જળની ઝારી ભરીને મુકી, પીરસાં પકવાન; થાળ ભરેલી જોઇ સરવે, વખાણે ભગવાન. અહો. ૪૬ સરવે સાગ્રી આવી રહી, પીરસી જુગજીવન; આજ્ઞા ત્યાં હરીએ આપી, કરવા બેઠા ભોજન. અહો. ૪૭ જમતા જાય છે રાજી થાય છે, એક એકને વાત કહે છે; શાકભાજીનો સ્વાદ ઘણો છે, તે સઉ માગી લે છે. અહો. ૪૮ સુદર કહે ભાવથી જમજો, જે જોઇએ તે કહેજો; કૌરવ કહે કાંઇ ન જોઇએ, શાકભાજી મુકી દેજો. અહો. ૪૯ આવો સ્વાદ કદિ ન દીઠો, મીઠો મોહન લાગે; શાકભાજી સારા લાગે, તે વળી વળીને માગે. અહો. ૫૦ પકવાનને કોઇ નથી અડકતાં, ઘણી ખાધી શાકભાજી; જમતા જમતા કૌરવો તો, ઘણા થયા રાજી. અહો. ૫૧ શાબાસ છે બલીભદ્ર તમને, શું કહીએ મુખથી; આજ રસોઇ જેણે કરી છે. કોઇ દીવસ જમ્યા નથી. અહો. ૫૨ બલીભદ્ર બોલી ઉઠયા, જમો સરવે કોઇ; આજ મારા નાના ભાઇ કરને, રાંધી છે રસોઇ. અહો. ૫૩ ત્યારે છત્રપતી ત્યાં બોલ્યો,

વીચારી સરવથી; મામા આપણા ઘરમાં આવી, રસોઇ થાતી નથી. અહો. ૫૪ તે માટે મારા મનમાં આવ્યું, તતબરવેળા થઇશું; ભગવાનને આપણે ઘેર, રાંધવા લેઇ જઇશું. અહો. ૫૫ અજ્ઞાની તે એવું બોલે છે, દુરમતી દુરજોધન; ગળે આવ્યું ત્યાં સુધિ ખાધું, ધ્રતરાષ્ટનો તન. અહો. ૫૬ પાનના બીડા આપ્યા પછી, સરવે થયા વીદાય; આખે રસ્તે વખાણતા તે, જાનીવાસે જાય. અહો.૫૭ દીવસ આથમ્યો,રાત પડી ને કર્યુંછે શયન; ભર નીદ્રામાં સરવે સુતા, ઉઠયો હેડંબાનો તન. અહો. ૫૮ સાથે બે ભાઇએ ભોજન કરયું, બાહ્યો ભીમકુમાર; આજ્ઞા માગી તરત નીકળ્યો, પોતે વળતી બાહાર અહો. ૫૯ વલણ. બાહાર નીકળ્યો ગટોરગચ્છ, વીચારીને મન; માયા સંકેલી ધુણવા બેઠો, વ્યાસ વદે વચન. અહો.

## કડવા ૨૬ મું રાગ સાખીનો.

કહે વાણી વૈસંપાયે રૂશી, સાંભળ્યને તું રાય; ત્યાર પછી શું નીપજ્યું, કહુ વીસ્તારી મહીમાય. ૧ ભોંયરામાંથી બાહાર નીકળ્યો, હેડંબાનો તન; માયા સંકેલવાને પોતે, બીચાર કરીયો મન. ૨ કેસ છુટા રાખી બેઠો, ધુણવાને ત્યાંય; માયા મોટી ઉપાડી જેને, કરવાને શોભાય. ૩ અડધી રાત્રી ત્યાં ગઇ છે, લાગ્યો છે ધુણવાય; જાનીવાસે જાન સુતી છે, ભર નીદ્રામાંય. ૪ તે ભરનીદ્રામાંથી ઉઠે, આવે મોહાડે થુંક; કંઇક બુમો પાડી ઉઠે, કંઇકને ચાલી ચુંક. ૫ કંઇક જણા ન રાખી મણા, શાક ખાધા અપાર; અકળાઇને સરવે ઉઠે, મુખ કરે પોકાર. ૬ ઓ મારા બાપ નથી રેહેવાતું, આતે શું કહેવાય; કંઇક ઝબકી જાગી ઉઠયા, પેટમાં ગુડ ગુડ થાય. ૭ કંઇક જણાને આવે આંકડી આંખો ઉંચી જાય; કંઇક જણા ત્યાં ચડે પડે ને, ઉધાં ચતા થાય. ૮ કંઇક જણાને ઝાડા ઝાઝા, લોટા લેઇને જાય; કંઇક જણાને ઉબકા આવે, કંઇકને ઉલટી થાય. ૯ ઓકારા ત્યાં ઘણા થાય છે, મનમાં ધરે સંતાપ; કેટલાક ત્યાં ઓકવા બેઠા, મોમાંથી નીકળે સાપ. ૧૦ કંઇક જણાને ઉલટી થાયે, કંઇ રહે અધર અધુરા; ચકલા ચકલીને ચાંમા ચીડીયા, કહાડે વીંછી કાંનખજુરા ૧૧ ઝીણા જતુ તંતુ સરખા, જેમલો દેખાય; ખીસકોલાને કાબરો ત્યાં, નીકળી ઉડી જાય. ૧૨ કંઇક જણા રોવાને બેઠા, ઓરે મારા બાપ; અરે દૈવ્ય આ શું થયું છે, શો થયો સંતાપ. ૧૩ જુદી જુદી જાતના ત્યાં, જનાવર નીકળે અપાર; આખી જાનમાં જાગી ઉઠયા, ઘણા કરે

પોકાર. ૧૪ કંઇ લોટાલેઇ ઝાડે જાયે, રસ્તે બેશી જાય; ને દુરગંધના ગોટા ઉડયા, ઉભુ નવ રહેવાય. ૧૫ કંઇકના મુખમાં આવે દખે, લટકે મોટા નાગ; ઓઠી ઓઠી આંતરડા દુખે, કંઇ થાકયા બહુ ભાગ. ૧૬ ઓ મારા બાપ નથી રેહેવાતું, જાણે જીવડો જાય; જીવ ચકદોળે ચડી ગયા છે, મુખે ત્રાહ ત્રાહ થાય. ૧૭ એમ જાનિવાસામાં જાગ્યા સરવે, પાડે મોટી પોક; બુમો ઘાંટા સાંભળીને, ઉઠયા નગરના લોક. ૧૮ શ્રી કશ્ન ત્યાં જાગી ઉઠયા, કહે ચાલો તતપર થઇયે. આ જાનમાં તોફાન થયું છે, જોવા માટે જઇએ. ૧૯ જાદવોને સાથે લેઇને, આવ્યા શ્રી અવિનાશ; બળદેવજી આવિને ઉભા, મન થયા ઉદાસ. ૨૦ બળદેવજી ત્યાં બોલી ઊઠયા, કહ્યા ક્રશ્નને વચંન; શામાટે તું અહીયા આવ્યો, ઓરે જુગજીવન. ૨૧ ક્રશ્ન કહે હું જોવા આવ્યો, આતે શું કહેવાય; નવાઇના વેવાઇ આવ્યા તે, નત્ય નીત્ય તોફાંન થાય. ૨૨ બળદેવજી તવ વાણી બોલ્યા, બોલ તને જેમ ફાવે; હું જાણું છું ઉપર રહીને, મશ્કરી માહારી કરાવે. ૨૩ સારા વેવાઇ સોધી કાડયા, સમજો મંનની માંહી; વગર ભુંગળે ભાઇ તમારી, ભારે થઈ ભવાઇ. ૨૪ સુખે સુવા નથીરે દેતા, જાંનીવાસાના લોક; નીત્ય નીત્ય આ શી ફજેતી, લેમા થાય અથોક. ૨૫ તમાશાનું તેડુ નથી, સાંભળી હરખ લાવે; જગતનો ધારો એવો છે, જંન ઝાઝા જોવા આવે. ૨૬ બલીભદ્ર કહે હું શું કરૂં, જે છે જક્તનો ધારો; શ્રી ક્રશ્ન કહે બાંધવ મારા, વેવાઇને તમે વારો. ૨૭ જુવો આપણે આવી જોયુ, ઉઘાડયા કમાડ; તેમાં કાંઇ જીવ જંતુ નથી, હોય તો દેખાડ. ૨૮ માયા સંકેલી લીધી છે, હેડંબાનો તંન; ભોંયરામાં જઇને સુતો, પોતે કર્યું સયંન ૨૯ બલીભદ્રે દુરજોધન, રાય સવારે હર્ખ લાવો; કાલ સવારે છાબ મોકલો, પછે પરણાવા આવો. ૩૦ નીત આવું તોફાન કરવું, માટે વાણી સાચી કહીશ; પછે વરઘોડો ચડાવી લાવો, કન્યાદાનજ દઇશ. ૩૧ એમ કહીને બંને ભાઇઓ, ગયા પોતાને ઘેર; શ્રી ક્રશ્ન તે છાનામાના, વીચારી પુરણ પેર. ૩૨ જળ જંપ્યુ ને લોક સુતા, પુરશોતમ તતપર થયા; ગુણવંતા ગટોરગચ્છને, ભોંયરે તેડેવા ગયા. ૩૩ આવીને અશોક બાગમાં, ઉઠાડયા કુમાર; ગટોરગચ્છને ખબર કરી છે, કર્યો છાબનો વીચાર. ૩૪ કાલ સવારે એના પેહેલા, તમે હરખજ લાવો; કૌરવની અસ્ત્રીઓ બની, છાબ પુરી આવો. ૩૫ માંહી વસ્ત્ર શણુગાર લાવો, વાચાર મનમાં ધારો; ગાતાં ગાતાં

ઘેર આવી, કન્યા ખોળે બેસારો. ૩૬ એવી અમારી રીત છે, બોલ્યા જુગજીવન; તરત ત્યાં સમજી ગયો છે, હેડંબાનો તંન. ૩૭ શ્રી કરશનએ માગી આજ્ઞા, પોતે તતબર થયા; પુરસોતમ તો ઘેર આવી, તરત સુઈ રહ્યા. ૩૮ હેડંબાના દીકરાએ, મન કર્યો વીચાર; કેશ પછાડી તે ઠેકાણે, રાક્ષસ કર્યા તઇયાર. ૩૯ એકશોને દશ કીધા, જરા લેશો નીરધાર; જુદા જુદા વસ્ત્ર ધરીને, ઊભી કરી સઉ નાર. ૪૦ એક જણને છાબ બનાવ્યો, કર્યા બીજાના શણગાર; એકસોને છ જણની ત્યાં, બનીરે સઘળી નાર. ૪૧ ભાનુમતી પોતે સતી, બન્યો હેડંબાનો તંન; પુરણ પ્રીતે પોતે આવ્યો, કરવા ભાઈના લગંન. ૪૨ કૌરવની સઉ અસ્ત્રી થઈ છે, નહી ખાંપણ નહી ખોડ; ગીત મધુરા ગાતી ગાતી, ચાલી જોડાજોડ. ૪૩ જાણે સઘળી કૌરવની છે, લોક જુવે ઉલટ આંણી; ગટોરગચ્છ પોતે થયો છે, દુરજોધનની રાણી. ૪૪ છાબમાં વસ્ત્રશણગાર મુકયા, બળદેવને ઘેર જાય; ગાતાં ગાતાં ગયા પોળમાં, સઉ આવ્યા જોવાય. ૪૫ રેવંતી કહે આ તે શું છે, ઉઠયા હરખલાવી; મોટાના ઘરના તે રાંણી, છાબ લેઇને આવી. ૪૫ વેલા ઉઠયા વેવણ માટે, જાજમો ત્યાં પથરાય; તકીયા ગોઠવીયા છે ત્યાં તો, સઉ આવી તેની માંય. ૯૭ મંડપની શોભા છે ભારે, ચંતામાં નવ્ય પેઠી; તેની મધે વેવાણુ આવી, છાબ લેઇને બેઠી. ૪૮ પછે વારાફરતી ગાવા માંડયું, વેવણોએ જયારે; જાદવની અસ્ત્રીઓ સરવે, ભેગી થઇ છે ત્યારે. ૪૯ સામા સામી ગાવા બેઠી, તે ઠેકાણે ત્યાંય; રેવંતી રાણી ઘરમાં છે તે, બોલાવી સુરેખાય. ૫૦ બેન તારી સાસુ આવ્યાં, હરખ મનમાં લાવો; છાબ તારા હાથમાં આપે, તે લેઇ ઘરમાં આવો. ૫૧ સુરેખાને તઇયાર કીધી, ચંતામાં નવ્ય પેઠી; છાબ લેઇ ઘરમાં આવી, સાસુને ખોળે બેઠી. ૫૨ ગટોરગચ્છે કન્યા દીઠી, મનમાં રાજી થાય; જેવો મારો ભાઇ છે, આ તેવી કંન્યાય. ૫૩ એક એકને વાતો કરતાં, સુરેખા કહે તતપર થઇએ; ચાલો મારા મોહોલ દેખાડું, જોવા માટે જઇએ. ૫૪ વાત જાણી હાથ ઝાલી, સાસુને તેડી જાય; સુરેખા સાથે ગઇ છે, મોહોલ કેરી માંહ્ય ૫૫ સાસુ વહુ સાથે ગયા, મેહેલ મધે જયારે; પહેલ બીજે ત્રીજે માળે, તેડી ગઇ છે ત્યારે. ૫૬ એમ કરતાં હરખ ધરતાં, ગયા સાતમે માળ; ધાભામાં ઉભો રહ્યો છે, હેડંબાનો બાળ. ૫૭ પોતાના મનમાં વીચાર કરે છે, ધારે છે સરવથી; ફરી ફરીને આ કન્યા લેવા, લાગ બનવાનો નથી. ૫૮ માટે આ ઠેકાણું ઠીક છે, એમ મનમાં

ઓચાર થયો; વા વંટોળ ઝાઓ કરીને, બગલમાં લેઇને ગયો. ૫૯ ગંગન મારગે ઉડી ગયો છે, કાણું ન લાગી વાર; અશોક વાડીમાં આવી પડયો, હેડંબા કુમાર. ૬૦ ભોંયરામાં ભાઇ પાસે આવ્યો, લાવ્યો છે કન્યાય; કન્યા કહે છે મારાપીટયા, આતે શું કહેવાય. ૬૧ મારા બાપને કહેવા દેને, પછી રે તારી વાત; પીતા મારા જાણશે તો, કરશે તારી ઘાત. ૬૨ ત્યારે ગટારગચ્છ ત્યાં બોલ્યો, સાંભળો સત્ય વચન; આ મારા ભાઇ અભેમુન્યુ, તેની સાથે કરો લગન. ૬૩ તવ કન્યાએ રોવા માંડયું, વણીક ભાંડે ગાળ; હેડંબાના દીકરાએ, કર્યા રાક્ષસ તતકાળ. ૬૪ હાથ જેવડા દાંત જેના, સુપડા જેવડા કાંન; બુચ્યાં કુચ્યાં વરવા દીઠા, ગઇ સુરેખાની સાંન. ૬૫ આંખોના ડોળા ગોળા જેવા, દેખી બીવા લાગી; અરે દૈવ હવે શું થાશે, મારી કરમ રેખા ભાંગી. ૬૬ અતાશે જ્યારે બહુ બીવરાવી, તે ઠેકાણે જ્યારે; તરત ત્યાં છાંની રહી છે, ભાઇને સોંપી ત્યારે ૬૭ ચોકી ચાર રાક્ષસની મુકી, પોતે તત્પર થયો; બાહાર નીકળી ઊછળીને, બલીભદ્રને ઘેર ગયો. ૬૮ સુરેખા પોતે બનીને, હરખ મનમાં લાવી; એ મા એ મા બુમ પાડીને, તરત હેઠે આવી. ૬૯ રેવંતીએ રોતી સાંભળી, ડાઇ દીકરી જ્યારે; તરત તેને બાઝી પડીને, છાતીએ દાબી ત્યારે. ૭૦ છાબ પેલી કરેલી તે, અલોપ કરીને ત્યાંય; નારી સઘળી આવીતીતે, કોઇએ નવ દેખાય. ૭૧ રેવંતી કહે દિકરી માહરી, હવે છે તુજને કેમ; ગટારગચ્છ કહે માતા માહરી, મને પડે છે વેમ. ૭૨ ભુવા જતીને બોલાવ્યા છે, દોરા ચીઠી થાય; દાંણાવાળી દેખાડયા છે, સુવાડી પથારીમાંય. ૭૩ એટલામાં બળદેવ આવ્યા, ચંતા મધે પેઠા; કર કપાળે દેઇને એ, સુરેખા પાસે બેઠા. ૭૪ દોડાદોડ ત્યાં થઇ રહી છે, મોંઘી કરાવે બાઇ; પથારીમાં ગોડમડા ખાય, રાખે સરવે સાઇ. ૭૫ હેવામાં શ્રી ક્રશ્ન આવ્યા, સુરેખા જેઇ ત્યારે; પોતાના મનમાં સમજીને, ગયારે પાછા ત્યારે. ૭૬ ત્યારે સુરેખા બોલી ઉઠી, પીતા સુણો વચન; શ્રી ક્રશ્ન કાકાને ખોળે, બેસવાનું મન. ૭૭ માટે પાછા તેડી લાવો. અનુચર ત્યાંથી જાય; શ્રી ક્રશ્નને તેડી લાવ્યો, પોતે ઘરની માંય. ૭૮ બળદેવે ત્યાં કહ્યું ભાઇને, ખોળે બેસારો આજ; શ્રી ક્રશ્ન કહે કામ માહરે, જવા દો માહારાજ. ૭૯ ઘણા વચન ત્યાં કહી કરીને, બેસારી ઊછરંગ; મારે ઘેર આજ લગન છે તે, હવેરે રેહેશો રંગ. ૮૦ પછે પુત્રીને પુછી જોયુ, હવે શું મનમાં ધારૂ; સુરેખા કહે હવે ઠીક છે, પરણાવો તો સારૂ. ૮૧ કરન મનમાં થરથરે છે, વાત રાખે છે છાંની; ગટારગચ્છ

કરનને કહે છે, રાખો તમે મેહેરબાની. ૮૨ કરન કહે તુજ દીવસ આવો, કહુછું આણંદભેર; મારે ફાવે તેમ કરજો, અહીંઆ લીલા લેહેર. ૮૩ સુરેખાને થયું છે સારૂં, દેરાઇ સઘળાં જાય; પાછળ રહીને સુરેખાએ, માગ્યું છે ખાવાય. ૮૪ રેવતી તવ રાજી થઇને, કુંચી આપી ત્યાંય; તે સુરેખા લેઇને, ઓરડે ખાવા જાય. ૮૫ વલણ. ઓરડે ખાવા ચાલી, કુંચી લેઇને ત્યાંય; પકવાનના ઓરડા ઉઘાડયા, હવે ત્યાં શું થાય.

## કડવા ૨૭ મું રાગ ચોપાઇનો

બોલ્યા વૈશમપાયે વચન, સાંભળીને તું રાજન; કહું સુરેખા હરણ મહિમાય, સાંભળતામાં પાવન થાય. ૧ દીઠા ઓરડે પકવાંન, જોઇ હરખાયો ત્યાં રાજન; હવે કાઢું એનું મુળ, કૌરવ ખાશે સર્વે ધુળ. ૨ માયાથીને સાંની વાર, કર્યા રાક્ષસ એક હજાર; પાંચશે ટોપલા કીધા, સઉને માથે ચડાવી દીધા. ૩ પછે આગના આપી ત્યાંય, મોકલ્યા હેડંબાવન માંહ; ગયા રાક્ષસ સઘળા થાકી, લાવી સોંપ્યાં છે જ્યાં કાકી. ૪ પછે જોયા હેડંબા રાણી, દેખી હઇઆમાં ઉલટ આણી; દેરાણી જેઠાણી જેહ, જોઇ હરખપામ્યા તેહ. ૫ વેવાઇએ મોકલા અહીં, ત્યાંની વાત સરવે કહી; સાંભળીને સુભદ્રા માય, પોતે હઇયામાં હરખાય. ૬ થયા પકવાનના ત્યાં ગંજ, દેખી મનમાં થયા છે રંજ; તેસા સાંભળોને દેરાણી, લાવ્યા દહીત સરવે તાંણી. ૭ તમ સારૂ વેવાઇએ મોકલાવ્યું, તમ માટે ઢાંકયું આવ્યુ; સાંભળીને વાત દેરાંણી, મન હરખા ઉલટ આણી. ૮ થયો ગટોરગચ્છ કન્યાય, રહ્યા બલીભદ્ર ઘરમાંય; એ કથા એટલે રહી, વન નિવાસે શીગતી થઇ. ૯ બોલ્યો છત્રપતી રાજન, ભામા વીચારોને તન; શાને માટે કરવી વાર, હવે છાબ કરો તઇયાર. ૧૦ મોકલોને સરવે તાંણી, આજ હઇઆમાં ઉલટ આણી; છાબ ભરી કરો તઇયાર, ભાનુમતી બોલી તે ઠાર. ૧૧ સરવે સજવા બેઠી શણગાર, ભાનુમતીને થઇ છે વાર; બની ઠણીને ભાનુમતી, જાણે દેખાય રંભા રતી. ૧૨ પગે ઝાંઝરનો છે ઝણકો, પગે વીછવાનો ઠણકો; ચાલી દેરાંણી સઘળી સાથે, છાબ ભાનુમતિ લીધિ હાથે. ૧૩ ગીત ગાતી ગાતિ જાય, ત્યાં તો બની રહી શોભાય; મળા નગર દ્વારકાંના લોક, ભરાયા ભેગા થોકા થોક. ૧૪ વલણ. જોવા મળ્યા લોક સઘળાં, ઊલટ અંગ ન માય; છાબ લેઇને હાથમાં, ભાનુમતી ત્યાં જાય.

# કડવા ૨૮ મુ રાગ ધોળનો.

અ.ીહારે વેવાઇએ વીવા માંડીયો, સઉ ગાતી ગાતી જાય. વેવાઇએ. ટેક. ત્યાં તો ટોળે મળી સરવે તારૂણી, તે તો દ્વારકાંમાં જાય. વેવાઈ વીવા. રમકો ઝમકો ઠમકો કરી નીસરી, સઉને હરખ છે હઇયામાંય. વેવાઇ. ૧ છાબ લીધિ છત્રપતી નારીયે, એ તો ગીત મધુરા ગાય. વેવાઇ. મળી દ્વારકાની સઉ મેદની, શી વખાણુ તેની શોભાય. વેવાઈ. ૨ આવી બળીભદ્રને આંગણે, પાથરણાં પથરાવ્યાનિ રીત. વેવાઇ. રેવંતી રાણી હરખે આવીયાં, રાજી થયા રાણી ખચીત. વેવાઇ. ૩ મળી મંડપમાં બેઠી માનુની, ગયા રેવંતી ઘરની માંહ; વેવાઇ. સુરેખાને બોલાવી છે સ્નેહથી, મોકલી છે છાબ લેવાય. વેવાઇ. ૪ સંતાઇ બેઠીતી સુરેખા તહી, તેને મોકલી તરત ત્યાંય; વેવાઇ. શાણી થઇને સુરેખા ચાલીયાં, આવા ઉભી સાસુ જાય. વેવાઇ. ૫ છાબ છત્રપતીની રાણીએ, આપી સુરેખાના કરમાંય; વેવાઇ. તે લેઇને સુરેખા સચરી, મુકી ઘરમાં માતા પાસે ત્યાંય. વેવાઇ. ૬ માતા હરખે સુરેખાને મોકલી, દીકરી ડાઇ ચંતામાં ન પેસો; વેવાઇ. સાચી સાસુ તારાં આવીઆ, તેના ખોળામાં જઇને બેસો. વેવાઇ. ૭ સુરેખા હરખે આવીયા, બેઠી સાસુ ખોળે નીરધાર; વેવાઇ. સાસુ જોઇને હરખ પામીયા, હેંડંબા સુતે મુકયો ભાર. વેવાઇ. ૮ ભાનુમતીને ભારજ લાગીયો, ગભરાઇ ગયું છે મન; વેવાઇ. ઝાઝુ હેત કરીનેરે જાણીયું, એને દબાવી છાતીમાં તે દન. વેવાઇ. ૯ ત્યારે સુરેખાએ હેત આણીયું, દબાવી છે સાસુને હાથ; વેવાઇ. એના હાડકા ભાગી નાંખીયા, બળ કરીને ભીડાવી છે બાથ વેવાઇ. ૧૦ ત્યારે ચીસ પાડીરે ચતુરાઈથી, બોલ્યાં મામીજી તેને સંગ; વેવાઇ. વહુ હલેતી હોય તે એમ કરે, બાળબાળને તારા ઢંગ. વેવાઇ. ૧૧ તારે ભાનુમમતિને ખોટુ લાગીયું, બેસારીછે મામીજીએ ખોળે; વેવાઇ. ત્યારે મામીજીને બાજી પડી, એ તો આંખો અતીસે ચોળે. વેવાઇ. ૧૨ પછે ઉઠાડી ઘરમાં મોકલી, સુરેખા ગઇ ઘરમાંય; વેવાઇ. મામીજી કહે ભાણેજ વહુને. હવે શો કરવો ઉપાય. વેવાઇ. ૧૩ લક્ષમણો તે ડાહો દિકરો, આ તો વહુ મળા કપાતરે; વેવાઇ. ના કહીયે તો રીસ બળીભદ્રને, થાય શત્રુ એમનું ઘર. વેવાઈ. ૧૪ સાચા શત્રુ શ્રીકરન થાય છે, માટે ના હવે કેમ કેહેવાય; વેવાઇ. જેમ તેમ પરણાવીને જઇ, વળી બીજી પઢણાવીશું કન્યાય. વેવાઇ. ૧૫ એ

વીના ઉપાય બીજો એક નથી, હમણા સમજી રેહેવું મનમાંય; વેવાઇ. વળી સારી જોડને પરણાવશું, નથી વીરોધ કરવો આંહ. વેવાઇ. ૧૬ એમ કરીને સંઘળો ત્યાં ગઇ, સરવે આવા જાંનીવાસા માંહ; વેવાઇ. સરવે સામગ્રી તઇયાર ત્યાં કરી, હવે વરને પીઠી ચોળાય વેવાઇ. ૧૭ વલણ. પીઠી ચોળે પ્રેમથી, લક્ષમણાને ત્યાંય; ટોળે મળીને તારૂણી, ગીત મધુરા ગાય.

# કડવા ૨૯ મું. રાગ પીઠા ચોળવાના ધોળનો.

બોલ્યા બોલ્યા વઇશંપાયે વચનરે, સાંભળ્ય સાંભળ્ય પરીક્ષત કેરા તનરે; પીઠી પીઠી ચોળે છે પીતરાંણીરે, વરરાજાને હરખ મનમાં આણીરે. ૧ હાં રેજીરે પાયલાની પાશેરરે, અડધાની કાહાવે અદશેરરે; પુનાની કાહાવે છે પુણોશેરરે, રૂપીઆની કાહાવે છે શેરરે. ૨ લાડકડાને ચડાવે છે ઉલટ આણીરે, હેત આણી ચોળે ભાનુમતી રાણીરે; અતર અને ચોળે છે તેલ ધુપેલ, ભાનુમતી ખરો ખુબીનો ખેલ. ૩ ઉશ્નોદક લાવ્યા ગંગોદક પાણીરે, નીચી પડી નવરાવે છે રાણીરે; શરીર ચોળી કરીયુ છે સાફ રસાલરે, સારા લાવ્યા સોનેરી સુરવાલ. ૪ પેહેરવાને પ્રેમે આપ્યો છે ત્યાંહ, સુરવાલ પેહેરી તોડા પેહેરા પગમાંહરે; કડા સાંકળા વેઢ વીંટીઓ ઘાલી હાથે, નવહેયડીનો મુગટ ઘાલ્યો માથેરે. ૫ તેને તો લળકે છે મોતીનો તોરોરે, કેડે તો સોનાના કંદોરો રે; મોહનમાળા ઉપર ઘાલી તાંહરે, હીરામોતી પેહેરી કરી શોભાયરે. ૬ કપાળે તો ઝબકારો બાંક્યો જ્યારેરે, મણીતુલ્ય શોભા થઇ છે ત્યારેરે; જરીનો તો પેહેરાવે છે જામોરે, સકુની તો સામો ઉભો મામોરે. ૭ વરરાજાને ચીરેપટકો બાંધોરે, મહુરતવેળા જોગ સરવે સાધોરે; કૃપાચાર્ય ગોર આવ્યા જ્યારે, મીંઢળ બાંધી પુજા કરાવી ત્યાંયરે. ૮ કંકુવાળા હાથ પીંજ્યા તે સારરે, શ્રીફળ પાનફળ પોસમો જારરે; તે સઉ લાવી મેલ્યા પોસની માંહરે, નીશાંનડંકા વાગી રહ્યા છે ત્યાંહરે. ૯ દુરજોધનના હઈયામાં હરખ અતીશેરે, વાર થાયે મામાપર ધરે રીસરે; અભીમાની આવ્યો છે કરવા લગ્ન, પોતાના તો મનમાં થાયે મગ્નરે. ૧૦ ભાનુમતી રાણી થયા તઇયાર, શોભીતા તો સોલે ધરો શણગારરે; હાથમાં તો રામણદીવો ચળકેરે, માથે તો મોઢ ભમરીયાળો લળકેરે. ૧૧ સોભાઇની મળી સામટી નારરે, ગીત મધુર ગાવા માંડયા તે ઠારરે; ટોળે મળી તારૂણી સઉ ત્યાંહરે, ગુણવંતાને ઘોડીએ બેસારવા જાયરે. ૧૨ સકુનીએ તેડી બે-

સાયેં છે ઘોડીરે, પગમાં તો પેહેરાવી હીરી ઝાંઝરીરે; નગરની તો નારી નથી ત્યાં થોડીરે, ગાવા માંડી ગુણવંતોએ જોડીરે. ૧૩ વલણ—ઘોડી ગાતી ગોરીયો, નીકલી સરવે બાહાર; શોભા શી મુખવર્ણવું, ગાય કૈરવ કેરી નારરે.

## કડવા. ૩૦ મું. રાગ અનોરૂદ્ધની ઘોડાનો.

જુવો જુવોરે જાદવરાય ઘોડલી, બેઠા ઉપર લક્ષમણરાય. લક્ષમણરાયની ઘોડલી. ત્યાં તો ટોળે મલી સઉ તારૂણી, મલી માનુની મંગળ ગાય. લક્ષમણરાય. ૧ ઉપર બેઠા હેતથીરે, હઇયે હરખ ન માય, છત્રપતી ગાજી બોલીયોરે; જુવો મામા મારી શોભાય. લક્ષમણરાય. ૧ આજ્ઞા દીધી કુંશથીરે; ગગડાવ્યા નીશાંન, શોભા શી મુખ વર્ણવુ રે, આગળ દુરજોધન રાજાન. લક્ષમણ. ૨ છત્રપતી છલકાઇ ગયોરે, જેની નીચી જાત; ઓછુ પાત્ર હલકાઇ કરીરે, તેવી વરની ભાનુમતી માત. લક્ષમણરાય. ૩ હીરાની સાડી ઓપતીરે, ઘણાં ઘરેણા સાથ; સૌ બાંધવની નારીયોરે, ચાલે એક એકનો ઝાલી હાથ. લક્ષમણરાય. ૪ અંતરીક્ષથી ઘોડી ઉતરીરે, પુજીએ કુમકુમ ફુલ; પલાંણુ પાખરીયા તણુંરે, ઘોડીનું કોણ કરી શકે મુલ. લક્ષમણરાય. ૫ મોરડ માણેક જડ્યારે, મણી જડીત પલાંણુ; રતન જડેલા જેવા પેગડારે, વેદ વીવેકથી કરે વખાણુ. લક્ષમણ. ૬ અંગ અતીશે ઓપમારે, તેજ ઝીલોક ઝમાલ; જેમ આકાશે ઝબકે વીજળીરે. તેવો ઠાટમાં ઘુઘરમાળ. લક્ષમણરાય. ૭ જાદવ જોઇ ઝાંખા થયારે, હરખ્યા સુંદીર શ્યામ, થેઇ થેઇ કરતી ચાલતીરે, પાડ્યુ પંચકલાણી નામ. લક્ષમણરાય. ૭ ઘોડી રૂપાળી અતી ઘણીરે, ઉપર લક્ષમણ અસવાર; પાનના બીડા ચાવીયારે, હાથે શ્રીફળ ફોફલસાર. લક્ષમણરાય. ૮ શકુની દુરજોધન ચાલતાંરે, હઇએ હરખ નવ્ય માય; નગર દ્વારકાં ટોળે મલ્યુરે, આગળ નકી બોલે છડીદાર. લક્ષમણરાય. ૯ વાજા વાંજત્રીધ વાગતાંરે, મલી દેશ પરદેશ; ટોળે મલી સઉ તારૂણીરે, કોયના મનમાં નહી કલેશ. લક્ષમણરાય. ૧૦ દ્વારકાં નગર સોહવરાવીયુરે, સોહવરાવી શેરીવાટ; ચાટ ઘરેણાં પેહરી આવીયારે,ત્યાં તો સોહવરાવ્યાછે હાટલક્ષમણરાય.૧૧રામણુદીવો ભાનુમતીએ, પેહેલ લેહેલો લીધો લુણ; વરની બેન બની બાવરીરે, એને માથે ઉતારે છે લુણ. લક્ષમણરાય. ૧૨ આગળ આવેલા શોભતાંરે, સાજનમાં સરવે જન, કોણ

કર્ણને અસ્વસ્થામારે; વલી મધે ગંગાજીના તંન. લક્ષમણુરાય. ૧૩ આ-ગળ એ વછેરા નાચતીરે, જુવે જાદવ વીર; તે વખતની શોભા શી કહુરે, નથી ધારણ રાયને ધીર. લક્ષમણુરાય. ૧૪ નગર લોક વાતો કરેરે, આથી રાજી નથી રણછોડ; પાંડુપુત્ર પાંડવ હોતનોરે, એમના પોચત મનના કોડ. લક્ષમણુરાય. ૧૫ વરઘોડો દ્વારકાં ફરીરે, આવ્યો બલીભદ્ર ઘેર; શાળા આવી છાંટે છાટણાંરે, ત્યાં તો થઇ રહી લીલા લેહેર. લક્ષમણુરાય. ૧૬ વીર વી-ઠલ આવીયારે, સાજનને આપી શોભાય; જાનીવાસે લેઇ ગયારે, પછે વરને તોરણ થાય. લક્ષમણુરાય. ૧૭ રાણી રેવંતી આવ્યા પુંખવારે, માથે બત્રીશ ભમરીયાળો મોડ; રામણદીવો હાથમાંરે, મને આ વર પુંખવાના કોડ. લક્ષ-મણુરાય. ૧૮ ધુંશાળ મુશળ રવૈયોરે, સરીયો શંપુટ ત્રાક; એડી પેડી ઉ-તારીયારે, વરને તીલક કરી તાણું નાક. લક્ષમણુરાય. ૧૯ પાયે સંપુટ દેવ-રાવીયા, બેસારે મંડપ માંહ; ગર્ગાચાર્ય વેદ વદીરે, કન્યા પધરાવા તૈયારી થાય. લક્ષમણુરાય. ૨૦ લક્ષમણ વરની ઘોડલીરે, ગાય સાંભળે શીખે પોચે કોડ; એકવાર સઉ બોલજોરે, ભાઇ જે જે શ્રી રણછોડ. લક્ષમણુરાય. વલણ વરરાય મંડપ બેઠા, વેદમંત્ર ભણાય; રેવંતી રાણી ઘરમાં ગયા, કન્યા તઇ-યાર કરવાય.

## કડવા ૩૧ મું. રાગ આશાવરી.

વૈશમપાયે રૂષી વાણી બોલ્યા, સાંભળને તું રાય; ત્યાર પછી શું નિ-પન્યું, કહું વિસ્તારી મહીમાય. ૧ મધ્યભાગે મંડપ શોભા, પુર્વદીશાનિ માંયરે; કૌરવ જાદવ સરવે જોતાં, સઉથી સરવે દેખાય. ૨ દીશા પશ્ચીમે સભા રચી, તેમાં નારી જુવે સઉ ધારી; બેઠા બેઠા સરવે જુએ, તે શભાનિ બલીહારી. ૩ ગોર ગરગાચાર્ય ને કૃપાચારજ, બેઠા વેદ ભણવાય; બાજઠ ઉપર વરરાય બેઠા, વલી શકુની માગાય. ૪ પીઠી પ્રેમે ચોળવા માંડી, રેવં-તી સુરેખાને; ચુડાપાનેતર મોડીયો, પેહેરાવ્યો કન્યાને. ૫ માથે મુકયો કં-ન્યા મેડીયો, હરખ મનમાં લાવી; પ્રદુમને પ્રેમ આણી, માયરામાં પધરાવી. ૬ સુરેખાની પાસે ઉભા, વીચારીને નીરવાણ; અવીનાશીએ આઘેથી ત્યાં, સાંન કરી પુરૂશ પુરાણ. ૭ પ્રદુમનો શબ્દ સાંભળી, બોલ્યા જુગજીવન; પ્રેમ આણી પુરૂશોતમે, તેડયો પોતાનો તંન. ૮ શ્રીક્રશ્ન મુખ વાણી બોલ્યા, સાંભળીને કુમાર;તમે સભાગાં જઈને બેસો, સુરેખા પાસેછે બેસનાર. ૯ આજ્ઞા

આપી દાસીને ત્યાં, કન્યા પાસે બેસારી ત્યાં; પ્રદ્યુમનને બેસાર્યો છે, સભા કેરી માંય. ૧૦ સઉ સામગ્રી આપી દાસીને, બેઠા જઇ સભાય; ગણપતી પુજા કરાવી, અંતરપટ ધરાય. ૧૧ પછે ગોત્ર ઉચ્ચાર ગોરે કરીને, હસ્ત મેળાપજ થાય; બન્યેના હાથ ભેગા કરીને, પટકુળ બાંધ્યું ત્યાંય. ૧૨ લખમણો મામાને કહે છે, સાંભળો સરવથી; મામા મારા ઘરમાં આવી, મારી મા પણ નથી. ૧૩ આવિ રૂપાળી કન્યા મળી, સાંભળો નીરધાર; ઘેર જઇને એના હાથનો, હું જમીશ કંસાર. ૧૪ માટે મામા હું ભાગ્યશાળી, કહે મામો લાવો લેજે; તું તારી મેળે સમજીને, હવે નખ કન્યાને દેજે. ૧૫ લક્ષમણો કહે મામા મારા, શું કહુ મુખથી; હું મારા મનમાં જાણું છુ, લગારે ભુલવાનો નથી. ૧૬ એમ જાણી ઉલટ આણી, નખ દીધો જ્યારે; હેડંબાના દીકરાએ, વીચાર કરીયો ત્યારે. ૧૭ મારા ઉપર એને હેત આણ્યું, માટે ઉલટ લાવું; હું પણ રીત મારી કરીને, હાથ એનો દબાવું. ૧૮ એમ કહીને મન માં સહીને, બોલ રૂદે નવ્ય સાંખ્યા; હાથના આંગળા એવાં દબાવ્યાં, તે હાડ જાણે ભાંગી નાંખ્યા. ૧૯ એવી રીતે એકજ ચીતે, ચઢી ચતુરને રીસ; લક્ષમણાનો હાથ દબાવ્યો, પાડી કારમી ચીસ. ૨૦ હાથ એકતો ઉંચો ઉછળ્યો, ફોગટ કરીએ ફાંસુ; પરણતાં પહેલાં આવ્યા, અની આંખમાં આંસુ; ૨૧ વલણ. આંસુ લાવી ઉઠીયો, હઇયામાં દુભાય; વ્યાસ વાણી ઉચ્ચરે, મુખે બોલ્યો ત્યાંયરે.

## કડવા ૩૨ મું રાગ મલારી છાયા.

એ મામા મારા હો, જીવ જરૂર જાય છે; મારે નથી વરવું હો, કન્યા મારી માય છે; ઘાંટો કાહાડી બોલ્યો હો, ભાણેજ ગાંડા નવ થઇએ; અત્યારથી હો, કન્યા દેખી શું મરી જઇએ; ૧ હમણા નવ બોલીયે હો, આડા અવળી શુંરે જુએ; હીંમત હારી હો, અકરમી તું શુંરે રૂવે. ૨ ગટોરગચ્છે જાણ્યું હો, હવે માયાનું ધ્યાન ધરૂં; વરરાજા રૂવે હો, માટે એને ખુશી કરૂં, ૩ આધુ ઓઢેલું હો, સ્વરૂપ દેખાડ્યું કેવું; રૂપ ભુપે જોયું હો, જાણે જગદંબા જેવું. ૪ જોઇ હરખે ચડીયો હો, મામા કન્યા બહુ સારી; હવે એને વરવું હો, માડી એતો હોય મારી. ૫ લક્ષમણાને હો, કન્યાએ રાજી કીધો; હેડંબાના દીકરે હો, ઘુંઘટ પાછો તાંણી લીધો. ૬ જેવો ઘુંઘટ તાણ્યો હો, તેવું થયું દારૂણુ દુખ; વરરાજાએ દીઠું મ્હો,

મોઢું મંઝાર મુખ. ૭ લક્ષમણો બોલ્યો હો, વાત મામા થઇ આડી; પીળા પીળા ડોળા હો, આ કન્યા છે બીલાડી. ૮ સકુની બોલ્યા હો, વાત તું શું કરે કેવી; મારી બેનજ હો, તારી મા બલાડા જેવી. ૯ હાથ ઝાલી બેસારો હો, ઉચો છેડો કરીઓ, દીધું દારૂણ દુઃખ હો; દીઠું એને કુતરી મુખ. ૧૦ લક્ષમણો ઉભો હો, પાટલેથી પડયો ઉતરી, હુ તો જાણું છુ હો, ભાનુમતી છે કુતરી. ૧૧ માયે બેસારો હો, વાત સાંભળી તેરે તણી; તું તો કાહાડે ગાંડાઇ હો, કુખમાં જીણી ચુંટી ખણી. ૧૨ માયાવીએ હો, છેડો ઢાંકી કરૂં સુખ; છેડો ઉંચો કરીયો હો, દેખાડયુ ગરધવ મુખ. ૧૩ લક્ષમણો ઉભો હો, વાત મારી સાંભળો જરી; હું તો નહી પરણું હો, આ ગધેડી ખરેખરી. ૧૪ મામો કહે મુવો હો, ઘડી ઘડી વાત કેવી; ગડદો એક માર્યો હો, ભાનુમતી મા ગધેડી જેવી. ૧૫ લક્ષમણો બેઠો હો. ગટોર-ગચ્છે વાત ગણી; મામા જાશે મરી હો, આતો રાંડ રાક્ષણી. ૧૬ મામા વીચારો હો, વાત હવે થાશે અવળી; હું તો જાણું છું હો, આ રાક્ષણી ગળી જાશે. ૧૭ છત્રપતીનો છોકરો હો, અતી આંસુ લાવિ રૂએ; ભાનુમતી આવી હો; છેડથી આંખ્યો લુવે. ૧૮ દુઃખ મેં તો દીઠું હો, તારો મામો નવ જાણે; માટે એ છે અવળોહો, માટે એ શું પરમાણે. ૧૯ મામે કહ્યું ગોરને હો, બોલ બોલી સીધો; માનો ન માનો હો, પણ મારો ભાણીયો બીધો. ૨૦ વલણ. ગરગાચાર્યને કૃપાચાર્ય, બોલ્યા વાણી અમુલ્ય; પરણાવ્યાની રીત છે, નહિ કરીએ કાંઇ ભુલ્ય.

## કડવા ૩૩ મું રાગ મેવાડાની સાખી.

વૈસંપાયન રૂશી વાંણી બોલ્યા, સાંભલ્યને તું રાય; ત્યાર પછી શું નીપજ્યું, કહ્યું વીસ્તારી મહીમાય. ૧ અગની સાક્ષી આપીને ત્યાં, બેઠા મંત્રજ ભણવા; ઉતાવળથી ઉભા કીધા, મંગળ ફેરા ફરવા. ૨ લક્ષમણો ત્યાં રડયા કરે છે, આંખ પોતાની મીચી; વર કન્યા ઉભા થયા તો, કન્યા એક વેંત છે નીચી. ૩ બીજે ફેરો ફરતાં દીઠા, વર કન્યા બે સાથ; વર કરતાં કન્યા ઊંચી, વધી છે એક હાથ. ૪ ત્રીજે ફેરો ફરવા માંડયો, જુવે દીનોનાથ; વર કરતાં તો કન્યા ઊંચી, થઇ ગઇ બે હાથ. ૫ ચોથો ફેરો ફરવા માંડયો, વર કન્યાએ જયારે; ત્રણ હાથ કન્યા છે ઊંચી, વહેમ પડયો છે ત્યારે. ૬ દીલ દુભાણું બળીભદ્રનું, તતબર વેહેલા થયાક આ કન્યા કારણ રૂપ છે, ઘરમાં

હળ લેવા ગયા. ૭ મારા મનમાં નીશ્ચે થયું, વીચારૂં અંતસકરણ; મારી એ કન્યા ના હોયે, કહુંરે કોઇએ હરાણુ ૮ માયા વીના મુકુ નહી એને, એમ મારૂં ધ્યાન; સાંભળીયા સમજી ગયા, ફીધી ગટોરગચ્છને સાંન. ૯ ચતુર પુરૂષ ગેતી ગયોને, મન સંગાથે માહાલ્યો; આવો સોહાગી સ્વામી મારા, વરને બગલમાં ઘાલ્યો. ૧૦ બુદ્ધીશાળીએ ઘાલ્યો બગલમાં, હેડંબાનો તન; લક્ષમણાને લેઇને ઉડયો, નાશી ગયો ગગન. ૧૧ ગટોરગચ્છ મુખ વાણી બોલ્યો, સાંભળ દુરજોધન; સીંહસુત પરણીને બેઠા, અભેમુન્ય અશોક વન. ૧૨ શુકન તુજને સારા નથી, ચંતા મધે પેઠો; રાંડીરાંડના શુકન લેઇને, દ્વારકાંમાં પેઠો. ૧૩ હું હેડંબાનો દીકરોછું, હરખ મનમાં લાવો; માર્યા વીના મુકુ નહિને, હવે મેદાન મધે આવો. ૧૪ ત્રણ દહાડાથી દુઃખ દીધું મેં, ખાલી હઇએ હામ; હેડંબાનો દીકરો હું, ગટોરગચ્છ મુજ નામ. ૧૫ કન્યા લીધી તે અન્યા નથી, સાંભળને રાજન; જુદ્ધ જબરૂં કરવું હોય તો, આવો બાગ જ્યાં મેદાન. ૧૬ ત્યારે દુરજોધને રોવા માંડયું, મારૂં ભાગે છે ઘર સુત્ર; હેડંબાના દીકરા તું લાવ્ય મારો પુત્ર. ૧૭ વાત સાંભળી ભીમ કુંવરે, વીચાર મનમાં કીધો; બગલમાંથી હાથમાં લેઇને, આઘો ફેંકી દીધો. ૧૮ ભાનુમતીને પરણજે તુ, વાણી એવી કીધી; તારી મા કાકી નચાવી, કન્યા મારી લીધી. ૧૯ ગટોરગચ્છે નાંખ્યો ત્યાં, બાહુથી ફેંકી દીધો; સેવક સામટા ઉભેલા તે, હાથમાં ઝીપી લીધો. ૨૦ છત્રપતીએ છોકરો લીધો, દાબ્યો છાતી માંહ; લક્ષમણો તો તે ઠેકાણે, થરથર ધ્રુજે કાય. ૨૧ દીકરા તુજને દુઃખ પડયું છે, હું સમજ્યો તો એમ; લક્ષમણો કહે પીતા મારા, મામાએ ન આણ્યો વેમ ૨૨ જુદા જુદા રૂપ બનાવ્યા, કામ કર્યું નહી કાચું; મામાને મેં બહુ કહ્યું પણ, ન માન્યું મારૂં સાચું. ૨૩ છત્રપતી કહે મામા મારા, છુટી પડયો અવતાર; સાચુ ન માન્યું પુત્રનું તમે, અવતારને ધીકાર. ૨૪ કન્યા વાંક વળી જુઓ તો, થઇ ગયો અજાણ; મામો કહે છે મુઓ તુંતો, મન ઠેકાણે થઇ કાંણ. ૨૫ બલીભદ્ર હળ મુશળ લઇને, રીસ કરી મન સાથ; કન્યા એ નાશી કયાં ગઇ, ત્યારે બોલ્યા જદુનાથ. ૨૬ કરશન કહે નોહ એ કન્યા, તે ભીમતણો સંતાન; અશોક બાગમાં પરણી બેઠો, અરજુન સુત અભેમાંન. ૨૭ સુરેખાને વરીને બેઠો, હેડંબાનો તન; રૂપ બદલી એ રહો તો, એમ બોલ્યા જુગજીવન. ૨૮ માયાવીએ માયા કીધી, એ વાત એને શી સુજી; હાથી ઘોડા ઉંટ કરીને, છત્રપતીની લીધી પુંજી. ૨૯ માથા

વીનાનો થઇને રહ્યો, વીચાર મનમાં ધાર્યો; શાકભાજી ખવરાવીને, હુલાવી ઓકાવી માર્યો. ૩૦ વાત સાંભળી રીશ ચડી છે, બલીભદ્ર કે રાખું ધીર; પાંડવ જ્યારે ત્યારે દુ:ખ દે છે, શું કરૂં સામ શરીર. ૩૧ માટે પાંડવને તે પેચા પાડ્યા, સાંભળ્ય અશરણ શરણ; જોગી થઇને ભોગી થયો એ, કર્યું બેનનું હરણ. ૩૨ વળી જાદો ભીમ તડવા આવ્યો, ખુબ ખાઇને ગયો; આજે આંહી ગટોરગચ્છ આવ્યો, ભાણેજ શત્રુ થયો. ૩૩ માટે હવે મારા વિના હું કદી મુકવાનો નથી; માટે કરશે કોઇને સાચું, શું કરવું સરવથી. ૩૪ એને હું તો મારી નાંખું, થનાર હોય તે થાય; કરશન કહે હું ચક્ર લેઇને, મારૂં જાદવ રાય. ૩૫ ત્યારે બલીભદ્ર ત્યાં બોલ્યા, સમજ બાંધવ કાં ; જાદવને શું કરવા મારે, પડ્યો એમનો શો વાંક. ૩૬ ત્યારે કરશન ત્યાં બોલી ઉઠ્યા, ખોટી વાત છોકરે શી કીધી; પોતાની કંન્યા હતિ તે પેં, ઓં મારીને લીધી. ૩૭ શત્રુને ઘેર કેમ જવા દે, બોલ રૂદેમાં ધરીયો; તમે મનમાં સમજ્યાં નહીં તે, વીવા ફોકજ કરીયો. ૩૮ વળી શેહદેવ જીતી ગયો, સરમવાળા થઇને; વળી ભાણેજ શરણે આવ્યો, કાંગવરાજા લેઇને. ૩૯ પાછો આજે ગટોરગચ્છ આવ્યો, કરૂં સુરેખાનું હર્ણ; માટે જુધ કરીને મારવા, સાંભળ અસરણા સર્ણ. ૪૦ કરશન કહે હું તઇઆર થાઉં છું, હોય તમારી મરજી; મોટા ભાઇ કહે લુગડાં પેહેરી, ત્યારે બોલ્યા હરજી. ૪૧ શ્રીકરશન ત્યાં એવું કહીને, તરત ઘરમાં ગયા; છત્રપતી કહે મામા મારા, જાદવ તઇયાર થયા. ૪૨ ગંગાજીના દીકરાને કહે, સમજો દાદા કાંક; ઓ દ્રોણ ગુરૂ સાચું બોલો, આમાં કોનો વાંક. ૪૩ અસ્વસ્થામા કૃપાચાર્યને, પુછી વાતજ જ્યારે; ત્યારે ચારે સતીયા કહીએ, બોલી ઉઠ્યા ત્યારે. ૪૪ ત્યારે સરવે બોલી ઉઠ્યા, ધાંન આવે તેમ કરો; દુરજોધન કહે જોધા સરવે, હથીયર હાથમાં ધરો. ૪૫ ચારે જણા એકાંત બેશી, વીચારે મનમાંહ; સત્ય પુછો તો કહી એમાં, વાંક કોનો કેહેવાય ૪૬ ત્યારે સરવે બોલી ઉઠ્યા, વીચારો મન કાંક; પોતાની કંન્યા પોતે લીધી, તેમાં છોકરાનો શો વાંક. ૪૭ એ અધરમી સમજ્યો નહી તે, કર્યો રે એને અંન્યા; એનો વિવા કરવો હતો તે, લાવ્યો પોતાની કન્યા. ૪૮ ગરજીને તો સરસ નહીં તે, કામ કરે ઉંધા જેવા; પણ પાપી કૌરવો તે, હા કહેનારા કેવા ૪૯ આગને એમની કંન્યા લીધી, જોર પોતાનું જાણી; શત્રીએ ક્ષત્રી ૧૮ રાખ્યો, નવ જુવે કુળનું પાણી. ૫૦ વળી લોકમાં ખોટું કહેવાશે, એ ગંગાના કુમાર; કન્યા મુકી પાછા

આવ્યા, પણ પુત્ર આપણા સાર. ૫૧ જાનૈયાં શું કરે બીચારા, એને કર્યું એનું કાજ; ગમે એટલા છોકરા એ પણ, રાખી કુળની લાજ. ૫૨ ગંગાજીના દીકરા બોલ્યા, સાંભળો ગોર માહારાજ; પારકો કંન્યા લેઇ જાય તો, જાય કુળની લાજ. ૫૩ પણ આતો આપણા ઘરમાં આવી, જરી પાછા નવ થઇયે; આપણું છોકરૂં અભિમુન્ય છે, એને પરણાવીને જઇએ. ૫૪ દ્રોણગુરૂ કહે સાચું કોહો છો, સાંભળો આગુંહ લેર, કૌરવ જાદવ ભેગા થયા તે, ત્યાં શી કરશું પેર. ૫૫ જાદવ કૌરવ જુધે આવે, એ બે છોકરાને નડશે; આપણને કહેશે કે સાથે ચાલો, ત્યારે લડવું પડશે. ૫૬ પછી આપણે શું કરવાનું, સાંભળો લોચનપીતાય; આપણાં છોકરાને મારે, તો આપણી આબરૂ જાય. ૫૭ ગંગાના દીકરા વાણી બોલ્યા, આપણે તતપર થાવું; એ મોરચા બાંધી લડે તો, આપણે પાછળ જાવું. ૫૮ આપણે ચારે બેશી રહેવું, સત્યવાદીને ન ઘટે એવું; શ્રીક્રશ્ન ને બળદેવજીને, બેને સમજાવી કેહેવું. ૫૯ તે કરતાં જો માને નહી તો, આપણને રીશ ચડશે; પછી એ છોકરાને મારે તો, આપણે લડવું પડશે. ૬૦ તે કરતાં જાદવ કૌરવ, જુધ છોકરાને દેવાના; છોકરા બે હારે તેવા નથી, સામા થઇને લડવાના. ૬૧ હાવી રીતે ચારે જણાએ, વીચાર કરીયો [illegible]ન; છત્રપતીયે આગના આપી, જોધાને તે દન. ૬૨ એમ સઘળા તઇયાર થયા. ભેગા થયા સઉ લોક; મંડપ લેઇ ગટોરગચ્છ ઉડયો, ગયો બાગ અશોક; ૬૩ વાડીમાં લાવીને મુકયો, ક્ષણું ન લાગી વાર; બાંધેલ કંન્યા બાહાર કાડી, વરતાવે મંગળ ચાર. ૬૪ શ્રીક્રશ્ને વાત જાણી, હરખ મનમાં લાવ્યા; તે ટેકાણે બ્રમા પુત્ર, નારદજી તેડાવ્યા. ૬૫ ચુંદડી પાનેતર મંગળચાટડી, કંકુ નાડાછડી ત્યાંય; સઘળી સામગ્રી આપીને, નારદ કર્યા વીદાય. ૬૬ અશોકવાડીમાં જાઓ તમે, ત્યાં દો કંન્યાદાંન; જે જોઇએ તે લેઇ જાઓ, એમ બોલ્યા ભગવાંન. ૬૭ નારદ ચાલી આવીયા છે, અશોકબાગની માંય; ગટોરગચ્છ સઉ તઇયાર કરી. હવે કંન્યાદાંન દેવાય. ૬૮ ઓરે નારદ કાકા મારા, સત્ય કહેજો વચંન; જુના વરની સાથે સુરેખા, કરી બેડી છે લગંન. ૬૯ માટે હું તમને જે કહું છું, બોલ રૂદેમાં સેહેજો; ઘેર મારા પીતા કાકાને, જરૂર જઇને કેહેજો. ૭૦ વલણ. નારદ કંન્યાદાંન દે છે, અશોકવાડી માંય; પુન્ય મસુ આપે ઘણાં, મંગળ ચાર વરતાય.

## કડવા ૩૪ મા રાગ કંન્યાદાંનનો.

ત્યાં તો સમે વરતે સાવધાન, શોભા સારીરે; ત્યાં તો દેછે કન્યાદાન, શોભા સારીરે. ત્યાં તો પેહેલું મંગળ વરતાય, શોભા. ત્યાં તો શા શા દાન અપાય; શોભા. ત્યાં તો પૃથ્વીના દાન અપાય શોભા ત્યાં તો બીજુ મંગળ વરતાય શોભા. ત્યાં તો આપે સ્વછી ગાય શોભા. ત્રીજુ મંગળ ત્યાં વરતાય શોભા. ત્યાં તો આપે છે કરની મુદ્રીકાય શોભા. ત્યાં તો ચોથુ મંગળ વરતાય શોભા. ત્યાં તો લક્ષ્મી ભંડાર અપાય શોભા સારીરે. ત્યાં તો મંગળ વરત્યા ચાર શોભા. ત્યાં તો આરોગ્યા કંસાર શોભા. ત્યાં તો વર કન્યા પરણીને ઉઠે શોભા. ત્યાં તો મોતીએ મેહુલા ત્રુકે, શોભા. ત્યાં તો વીંટી રૂપીઆ રમાય; શોભા, ત્યાં તો કાંકણદોરા છોડાય. શોભા. ત્યાં તો ગણપતી પુજા થાય, શોભા સારીરે. ત્યાં તો સમે વરતે સાવધાન, શોભા. ત્યાં તો દીધુ છે કન્યાદાન. શોભા. વલણ—વર કન્યા પરણી ઉઠયા, પેહોંચ્યા બંનેના કોડ; શ્રી કૃશ્ને કર્યું છે, ધાર્યું બોલો જેજે શ્રી રણછોડ.

## કડવા ૩૫ મું રાગ મારૂની દેશી—સાખી.

વૈશંપાય રૂશી એણીપેર બોલ્યા, સાંભળને તું રાય; ત્યાર પછી શું નીપજ્યું, કહુ વીસ્તારી ગાહીમાય. ૧ કૃશ્ને ક્રોધ મનમાં ધરીને, હથીયાર લીધા હાથ; હળમુસળ બલીભદ્રે લીધું, તેડી સઘળો સાથ. ૨ એક લક્ષને સાઠ હજાર, એંસી દીકરા જેહ; તે સઘળા તેહઆગ થઇને, જુધે નીકળ્યા તેહ. ૩ જાદવ જુધે ચડયા ગરવે, જુધ કરવાને જાય; છપન્નકોટી ચડી નીસર્યા, આવે રણની માંહ. ૪ છત્રપતી એ સઘળી સંન્યા, અગીયાર ક્ષોણી સાર; કારભારી છ સાથે લીધા, હાથ ધરા હથીયાર. ૫ નીશાંન ઉપર ડંકા દીધા, ચાલ્યા સીધા ચાર; સત્યવાદી સાથે નીકળ્યા, મન આદરી નીરધાર. ૬ બાગ વિશે વર ને કન્યા, પરણી ઉઠયા જ્યારે; નારદે દક્ષણા માગી, બોલ્યો ગટોરગચ્છ ત્યારે. ૭ સઘળું ભોંયરૂ સોંપી દિધું, દ્રવ લીધું તું જેહ; વસ્ત્ર વાસ્રા સરવે આપ્યુ, નારદરૂશીને તેહ. ૮ નારદરૂશી થયારે ખુશી, આશીશ દીધી અપાર; ધન ધન હો કુંવર તમને, પાંડુના કુમાર. ૯ અંતરધ્યાન ત્યાં થઇ ગયા છે, બ્રમાના કુમાર; સુરેખાની પાસે ચોકી, રાક્ષસ મેલ્યા ચાર. ૧૦ તે ચારને બનાવી છોડીયો, દેખાય સુરેખા સરખી;તેની સાથે રમ

રમશે,હઇયા મધે હરખી ૧૧ એમ કરીને બારણે નીકળ્યા, બન્ને ભાઇ જ્યારે;
હેડંબાના દીકરાએ, વીચાર કર્યો ત્યારે. ૧૨ બાંધવ જુધ કરવાને જાઉં,
થાયો હવે તઇયાર; હેડંબાના દીકરાએ, રાક્ષસ કરીયા અપાર. ૧૩ માથા
કેરા કેસ પછાડી, વીચારૂ સમરથ; ત્રીશ રાક્ષસ હાજર કરી, તેનો બનાવ્યો
રથ. ૧૪ ચાર રાક્ષસના ઘોડા કીધા, ચંતામાં નવ્ય પેઠો; અભિમન્યુને મા-
રથી બનાવ્યો, પોતે હાંકવા બેઠો ૧૫. રથ હાંકી ન રાખી બાકી, આવ્યા
રણમેદાન; શોભા કરી સારી ઉભા, પાંડુના સતાન. ૧૬ એવામાં ત્યાં આવી
પહોંચ્યા, કૌરવ જાદવ ત્યાંહ; સામા સામી રણમાં ઉભા, રણમોરચા બધાય
૧૭ સરવે સઉના જથા કરીને, ચારે સતીયા જેહ; તે અળગા જઇ ઉભા
રહ્યા છે, તેમાં નહી સંદેહ. ૧૮ જાદવરાયે જુકતી દીઠી, ચાર સતીયા ઉભા
કેમ; મારા મનમાં સંદેહ પડીયો, ઉભા આડા એમ. ૧૯ ગંગાજીના દીકરા
બોલ્યા, સાંભળો શ્રી માહારાજ; છોકરા સાથે છોકરા લડશે, આપણે લડવુ
શા કાજ. ૨૦ બાળક સાથે શોભીએ નહી, એમ બોલ્યા ગંગાકુમાર; પછી
બાળક જો હારશે તો, આપણે થઇએ તઇઆર. ૨૧ કૌરવ જાદવ જુધ કર-
વાને, આવ્યા છોકરા સામા; દુષ્ટ દુરજોધન ઉભા રહ્યા છે, સાથે લેઇને મામા.
૨૨ સઉ સઉની ટીને રેહેવું, એમ સાંભળ્યું શ્રી ભગવાન; ક્રશન કહે છે
મોટા ભાઇને, તડાવ્યા કરીને સાન. ૨૩ સત્યવાદીઆ સાચુ કહે છે, માટે
સાચુ કહીએ; છોકરાને લડવા દોને, આપણે ઉભા છઇએ. ૨૪ ભીશ્મપી-
તાની પાસે આવી, ઉભા શ્રી રણછોડ; બળભદ્રને બોલાવી લીધા, રાખ્યા
પોતાની જોડ. ૨૫ તેની પાસે દ્રોણગુરૂ રહ્યા, માન સગાથે માહારાજ; ગંગા-
જીના દીકરાએ સમજી, બેને વચમાં ઘાલ્યા. ૨૬ કદાપી એ છોકરા જીતે,
ને આ મારવા એ જાય; તો એમના ઉપર આપણે અહીં, માંડવુ જુધ કરવાય.
૨૭ ચાર સતીયા એમ ધારી, મધે લીધા મોહન; પછે છોકરા લડવા માંડે,
જુવેરે જુગજીવન ૨૮ વાંક આપણો કોઇ ન કાઢાડે, જગતમાં સારૂ દેખાય,
પોતીકા એ છોકરાને, કરીતી પોતે સાહાય. ૨૯ તેવું ધારી બંને ભાઇઓ,
ઉભા પાસે જ્યારે; ગંગાજીના દીકરા સાથે, ઉભા રહ્યા છે ત્યારે. ૩૦ બે
ભાઇઓને સાથે રાખી, ક્રશનને કીધી સાન; દ્રોણગુરૂની જોડે રહ્યા છે, સમ-
જ્યા શ્રી ભગવાન. ૩૧ જોડે જોડે રથ રાખીને, કામ કોડે કીધા; સતીયા
ચારે આગળ પાછળ, વચમાં બે ભાઇ લીધા. ૩૨ પછે એક એકે સાન કરીને,
કહે આપણે ન વઢવું; કદી છોકરાને આ મારે તો, આપણે એમના ઉપર

પડશું. ૩૩ એમ સંતલસ કરીને ઉભા, વીચારી નીરવાણુ; કદાપી આ ઉપડે તો, એમને કરો કચરઘાણ. ૩૪ સામળીયાએ વીચાર કીધો, સમજ્યા શ્રી ગોપાળ; વાહાર કરવા ઉભા સતીયા, નહી થાય વાંકો વાળ. ૩૫ મારે હવે નથી બોલવું, થનાર હોય તે થાય; અધરમી કૌરવ મઘળા એ, માર ઝાઝો ખાય ૩૬ સરવે સંતલસ કરીને ઉભા, શુબારણુની માંહ; લડતાં વઢતાં શું થાય છે, જુવે જાદવરાય ત્યાંહ. ૩૭ એમ જુદા જુદા ગોઠવ્યા, ત્યારે બોલ્યો હેડંબાધીર; આ તો જુદા જુદા ઉભા, કેમ કરશો મારા વીર. ૩૮ બોલો તમારી શી છે મરજી, વીચાર હવે ન કરસો; ફાવે તેણીમગ જજોને, હઇયામાં ના ડરશો. ૩૯ ત્યારે અભેમુન વાણી બોલ્યો, કહે છે તતબર થાઉ; તમે જાદવ સામા જાયો, હું કૌરવ સામો થાઉ. ૪૦ વાત સાંભળી હેઠો ઉતર્યો, હેડંબા કુમાર; ફકર ચંતા કરશો નહી ને, છો તમે સરદાર. ૪૧ ત્યારે અભેમુન્ય બોલ્યો. સત્ય કહું છું વાત; માયાવીનો રથ તમારો, કોઇ ભાગે સાક્ષાત. ૪૨ તો હું પગપાળો થઇને, જુધ કરવાને જઇશ; પછે મારો દાવ ન ફાવે, એકલો કેમ કરીશ. ૪૩ ત્યારે ગટોરગચ્છ બોલ્યો, ચંતા નવ્ય ધરીશ; હું લડીશ જાદવના સામો, પણ તારી સહાય કરીશ. ૪૪ એમ સમજી બન્ને ચાલ્યા, ગટોરગચ્છ જાદવ સામા; અભેમુન્ય આવી પોહોચ્યો, જ્યાં છે શકુની મામા. ૪૫ પુત્ર પ્રભુનો મોટો પ્રદુમન, આવ્યો ગટોરગચ્છ ત્યાંય; પ્રદુમન મુખથી વાણી બોલ્યો, મેહેણું મારી જાય. ૪૬ ઓ રાક્ષસણીના દીકરા તું, માયાવી અવતાર; જુધ ક્ષત્રી દીકરો જાણે, તને મારતાં શી વાર. ૪૭ ક્ષત્રીના કુળની છે વીધા, મારી જાણે સરીયા; સંતનું રાજા ક્ષત્રી થઇને, ઢીમરની પુત્રી વરીયા. ૪૮ વળી તારા પીતાનો અંધ કાકો, તેને વાત શી વરણી; આખલા સાથે વરી કન્યા, તેને બેઠો પરણી. ૪૯ અમે અમારી કુંતા ફોઇ, આપાતા નીરવાણ; તેથી તમે ગયારે ફાટી, કાહાડુ તારો પ્રાણ. ૫૦ વળી બાપ તારા કાકા સરવે, વનમાં ઝાઝા ફરીયા; કન્યા કોઇએ દીધી નહી તે, તારી માને વરીયા. ૫૧ મુજ સામો તું શું ઉભો છું, તું માયાનો અવતાર; પાંચ પાંડવમાં એક વરીયો, તુજ અવનીમાં નીરધાર. ૫૨ વાત સાંભળી વીવેક રાખી, હવે કહુ તને સારૂ; કન્યાનું તેં હરણ અહીં કીધું, મોહોત આવ્યું તારૂં. ૫૩ ગટોરગચ્છ તવ ધાંટો કાહાડી, બોલ્યો મુખ વીચારી; તારો પીતા નરકાસુર મારી, સોલહજાર લાવ્યો નારી. ૫૪ તેમાંથી એકે નથી પરણી, હરખ મનમાં લાવી; જાંબુવંતી રીછંડીને, માન કરી

બોલાવી. ૫૫ તુજ પીતા કાળાયહુગાં, ઉછરીયા નીરધાર; મામો મારી મારીને, ધન લાવ્યા અપાર ૫૬ વળી ગોકુળમાં ગાયો ચારી, કહેવાયો વીસીચારી; છાશ પીને છબીલો ઉછર્યો, દાણ લીધા મહીયારી. ૫૭ વળી તારી માને જઇને લાવ્યા, બાંધવને બચાવી; અંબાવના ડેરાગાંથી લીધી, શું સમજી એ આવી. ૫૮ આજે મોટા થઇને બેઠા, વીચારો દલ સાથ; શરમ તુજને નથી આવતી, હજુ ઘણી છે વાત. ૫૯ વળી તારા પગ તળે બળતું, વીચાર અંતસકર્ણ; તારા દીકરા અનીરૂધે, કર્યું ઓખાનું હરણ. ૬૦ માટે આપડે ડાહ્યા હૈયે તો, બીજાને શું કહીએ; ગટોરગચ્છ મેણું માર્યુ, માહા દુઃખ લાગ્યુ હૈયે. ૬૧ એમ એક એકથી બોલ સવાયા, કહાડ્યા તેને દીશ; પ્રદુમનને તે ઠેકાણે, પ્રગટી જવાળા શીશ. ૬૨ હવે ન મેલુ જીવતો અલ્યા, થનાર હોય તે થાય; માયાવી તને મારી નાંખુ, હવેરે રણની માંય.

વલણ.—પ્રદુમનને રીસ ચડી, લીધા ધનુશને બાણ; ગટોરગચ્છની વાત સુણી, કોપ્યો ત્યાં નીરવાણ.

## કડવા ૩૬ મુ રાગ ચોપાઇનો.

બોલ્યા વૈસંપા રૂશી વાણી, તું સાંભળ્ય ઉલટ આણી; ગટોરગચ્છ બોલ્યો વચન, તેથી રીસે ચડ્યો પ્રદુમંન. ૧ એ કથા અટલે રહી, પણ કૌરવમાં શી વાત થઇ; આગળ નીકળ્યો સુર્ય કુમાર, મોરચે ઉભો નીરધાર. ૨ તેની સાથે પોતાના બે તંન, સામો આવ્યો અભેમુન; સુર્યપુત્ર બોલ્યા રાય કર્ણ, તારે માથે ભમે છે મર્ણ. ૩ આલ્યા છોકરવાદ ન કીજે, હવે પરાણાનો લાવો લીજે; ત્યારે બોલ્યો અભેમુન્ય રાય, પગે લાગે તો તું જીવાય ૪ હુતો ચતુર થઇ નવ ચુકું, આજ મારયા વીના નવ્ય મુકું; હેવા સાંભળી એના વચંન, બોલ્યા કરણના બે તંન. ૫ વૃક્ષકેત ને ચંદ્રકેત, જુધ કરવા કરે સંકેત; તમે સાંભળો મુજ પીતાય, એ એકલાથી શું થાય. ૬ એતો મોહોડે મારે છે બડાઇ, અમો વઢીશું બંને ભાઇ; તમો ચંતામાં નવ પેશો, એક ઘડી આઘા બેસો. ૭ એક એકલાના શા ભાર, એને મારતા નહી થાય વાર; વાત સાંભળી કરણરાય, તેને વીચારયું મનની માંય ૮ જોવી છોકરાની કળાય, કેવા લડે છે રણમાંય; એવું જાણીને આઘો ખસીયો, જુધ જોવા ઉભો રસીયો. ૯ વૃક્ષ કેતને ચંદ્ર કેતુ, જોઉ જુધનો કેવો હેતુ; એમ કહીને ખસ્યો રાજા કર્ણ, હવે આદરો એનું મર્ણ. ૧૦ બે સાથે કરે મનસુબા, અભે

મુન્યના સામા ઉભા; એક એકને કરે છે હુકારા, ઘણા પાડે છેરે હુકારા. ૧૧ અલ્યા સાંભલ્ય નરના તન, તને જુધ કરવાનુ મન; લેજે હાથ હવે હથીયાર; તને મારીશ ઘણો માર. ૧૨ તારે માથે ભમે છે મરણ, તું રહયો કોને શરણ; હવે જોજે હાથ અમારા, તારા ક્ષત્રી પુત્રના ધારા. ૧૩ હવે ચતુર થઇ નવ ચુકુ, આજ માર્યા વીના નવ મુકુ; મારા ભાઇની લીધી કન્યાય, કર્યો છોકરા તેં અન્યાય. ૧૪ ફાટી ગયો તું અભેમુન્ય, પીતા કાકા ગયા છે વન અહી કરયું કન્યાનું હરણ, હવે આવ્યું તારૂ મરણ. ૧૫ કરી તમે અહી છોકરવાદિ, ભોગવ્ય તારા બાપની ગાદી; નથી જીવવાની આશા તારી, તુજ પર ભુંડી દ્રષ્ટ મારી. ૧૬ છાકે છકી ગયો છુ તુંય, ભાઇ મામાવીનું બળ શુંય; શું સગાજીને અહી આવ્યો, તારા ભાઇનું ઉપરાણું લાવ્યો, ૧૭ વલણ. ભાઇ ભારેથી ગાજતો, મેણા દીધા અપાર; સામા સામી બોલીયા, પછે અરજુનનો કુમાર.

## કડવા. ૩૭ મું રાગ મેહેણાનો તડોવડ બે જણાનો.

સામા સામી બે જણારે, સરખા સરખી બે જણારે; ચંદ્રકેત કહે કન્યા આપો, લાગો અમને પાય; અભેમુન્ય મુખ બોલીયો, એતો વરશે એની માય. સામા. ૧ ત્યારે ચંદ્રકેત બોલ્યો, વાણી બોલ તું સત્ર; બાપ કાકા તારા અલ્યા, તે કેહેવાયા મંત્રના પુત્ર. સામા. ૨ ચંદ્રકેતના સામું બોલ્યો, વીચારીને મન; મુજ સામો તું નથી લાયક, તારો બાપ દાશીનો તન. સામા. ૩ તારે સોમો કરણ પુત્ર કહે, તું તો સાંભળજે સીધુ; જુગટુ બાપ કાકાને રમાડીને, ફેનું રાજ સઉ લુંટી લીધું. સામા. ૪ સુભદ્રાનો પુત્ર બોલ્યો, હેમાં શુ હેતજ આણ્યુ; મારા ભાઇ જાનવર આપી, તમ પારેથી લીધું નાણું. સામા. ૫ નાણું લીધે ફુલાશો નહી, હરખ મનમાં લાવી; તારી માતા દ્રૌપદીને, કેવી સભામાં નચાવી. સામા ૬ તારે અભેમુન બોલીયો, સાચી કોહો છો વાત; મારા ભાઇએ તુંજ કાકીમાને નચાવી આખી રાત. સામા, ૭ ચંદ્રકેત વાણી વદો, એમાં સા દુઃખ દેખાડયા; અલ્યા તારા બાપે કાકાને, કેવા દુઃખ દેવા વન કાઢયા. સામા. ૮ અભેમુન્ય વાણી બોલીયો, એમાં શા વીચાર ધાર્યા; તારા પીતા કાકાએ શાક ખાધા, કેવા ઓકાવી હથાવી માર્યા. સામા. ૯ એમ એક એકને બોલ સવાયો, મારે રણની માંય; કરણરાજા સાંભળે છે, એના પેટમાં ઉઠે લાય. સામા. ૧૦ છોકરાથી કહે સવાયું,

કામ ક્રોધે એને કીધું; વળી મારી વાત સાંભળી, મને દાસી પુત્ર મેણું દીધું. સામા. ૧૧ માટે મારા મનમાં સુજે, વીચારી સરવથી; ગમે એટલા બંને કુંવર મુજ, આને જીતવાના નથી. સામા. ૧૨ જીભા જોડી કરે અતીશે. શો કરવો ઉપાય; હવે એ વાત પડતી મુકું તો, જુધ ચાલતું થાય. સામા. ૧૩ એમ સમજી કરણુરાયે, વીચાર્યું છે મન; સાન કરીને સમજાવીયા, પોતા કેરા તન. સામા. ૧૯ કરણુના બે પુત્ર સમજ્યા, કામ સપારે કીધા; પછે અભેમુન્યને મારવા, હથીઆર હાથમાં લીધા. સામા. વલણ.—હથીયાર લીધા હાથમાં, માંડે જુધ કરવાય; અભેમુન્ય તઇયાર થયો, વીચારી મન માંય.

# કડવા ૩૮ મું. રાગ ધનાસરાનો.

વૈશંપાય રૂશી વાણી બોલ્યા, સાંભલ્યને તું રાય; સામા સામી મોરચે રહીને, માંડ્યુ જુધ કરવાય. ૧ અભેમુન્યે હથીઆર લીધા, તરત કર્યો ટંકાર; ત્યારે સામટા કૈરવ ઉઠયા, દેવા માંડયો માર. ૨ કરણુના બે દીકરાએ, મુકવા માંડ્યા બાંણ; અભેમુન્ય સામુ મુકે છે, ભાગે છે નીરવાણ. ૩ એ કથા રહી એટલે તું, સુણજન મેજય રાય; માયાવીને જાદવ લડે તેનો કહું મહિમાય. ૪ મોરચે પ્રદુમન ઉભો, વિચારી દલ સાથ; હાથ ઉંચા કરતા કાપ્યા, યાદવ ત્યા સાક્ષાત. ૫ હેડંબાનો દીકરો એકલો, વિચાર્યું નીરધાર; છપનકોટી જાદવે ત્યાં દેવા માંડયો માર. ૬ ગુપ્તી ગેડીગોફણ ગોળા, તીરકસ ને તરવાર; ઉઘાડાં આપુ ધઉછળ્યાં, દેવા માંડયો માર. ૭ હેડંબાના દીકરાએ વિચાર્યું તે દીસ; શલ્લા ઉપર જઇને કહીએ, પછાડ્યું પોતે શીશ. ૮ રીશેથી એને શીશ પછાડયું, માયાવી અવતાર; કેશમાંથી પ્રગટ થયા છે, જંતુ જીવ હજાર. ૯ પૃથવીનો પવન લાગ્યો ને મોટા થયા જંત; ત્રણ તાડવા ઉંચા થયા છે હાથ હાથના દંત. ૧૦ અતીશે ઉંચા નાકે બુચા, ભરતા મોટી ફાળ; ઝાડ તાડ પર્વત લઇ આવ્યા, દેખાય છે વિક્રાળ. ૧૧ એમ અહીઆં જુધ આરંભ્યું, કૈરવમાં શું થાય; વૃક્ષ કેતને ચંદ્રકેત, બે લડે છે રણની માંહ. ૧૨ વૃક્ષકેતનું બાણ અગણીતું, જાય છે જોર ઝપાટે; તેના સામું અભેમુન્યનું જાય છે, સુર સપાટે. ૧૩ એકના એક છેદી નાંખે, સુભદ્રા કુમાર; વૃક્ષકેતના એક બાણુના, થાય છે દસ હજાર. ૧૪ ચંદ્રકેતનાં બાણ વધે છે, થાય છે એટ લક્ષ; અભેમુન્યના દસ સહસ્ત્ર થાયે, ઉચા ચડીયા ચક્ષ. ૧૫ તે સરવે બાણુ છેદી નાંખે, મુકે પરવાસ્ત્ર બાણ; વજાસ્ત્ર અભેમુન્ય મારી

છેદે છે નિરવાણ. ૧૬ ત્યારે નાગાસ્ત્રનું બાણ મુકયું, નાગ નાઠા જાય; અભેમુન્યે ગરૂડાસ્ત્ર મેલ્યું, નાગ વેણી ખાય. ૧૭ ચંદ્રકંતે અગનાસ્ત્ર મેલ્યું, અગની નાઠો જાય; અભેમુન્યે વરૂણાસ્ત્ર મેલ્યું, અગની ત્યાં ઓલવાય. ૧૮ અભેમુન્યના બાણ ચાલે, કદીએ, અપરંપાર; જોર જાણું દીઠું કુંવરનું, વીચાર્યું સુર્ય કુમાર. ૧૯ અભેમુન્ય છે બાહાદુર મોટો, સત્ય કહુ આ ઠામ, મારા છોકરા પાછા હઠે છે, બોળશે મારૂ નામ. ૨૦ એમ જાણી ઉલટ આણી, કરણ જુધે ચડીયો; મેઘનાદે કરી ગરજના, જુધે ટુટી પડીયો. ૨૧ અગણીનો મંત્ર ભણીને મારે, બાણ થાય અપાર; એક બાણના જતા જતામાં થાયે એશીહજાર. ૨૨ અભેમુન્ય પણ બાણ મારે સેન્ય સહુ સઉ બાળી; એક બાણના બાણ થાયે, હજાર ત્યાંનો ચાળી. ૨૩ ગજુ એનું નથી પોસાતું, કરણ આગળ ત્યાંય; બાકી બીજાના બાણ આવે, માર ઘણેરો ખાય. ૨૪ તો પણ નથી ગણતો પોતે, સુભદ્રાનો તન; જુધ ટકાવી જોયા કરે છે, વીચારે છે મન. ૨૫ જાદવમાં બહુ જોર કરે છે, ક્રશ પુત્ર પદ્દુમન; ત્યાં પણ એકલો જુધ કરે છે, હેડંબાનો તન. ૨૬ માયાવીએ જુધ કરયું છે, કરી કારમો કોપ; માયાવીનું બાણ મારી, માયા કરી અલોપ. ૨૭ એવું જાણી ઉલટ આણી, ગટારગચ્છે તે દીશ; ફરીને પાછું પોતાનું સત્તાએ પછાડયું શીશ. ૨૮ ચાલીસ હજાર રાક્ષક કીધા, ઉંચા ઝાઝા તાડ; હાથમાં ડંડા લેઇને મંડયા, લાંબા પોહોળા હાડ. ૨૯ ગટારગચ્છે ફરી વીચારયું હરખ મનમાં લાવિ; કેસ પછાડીને પાછી, રાક્ષણીઓ રે બનાવી. ૩૦ ચાલીસ હજાર કરી રાક્ષસી મોટા જેના ટોળા; સલ્લા જેટલી છાતી જેની, ડુંગર જેવા ડોળા. ૩૧ હાથમાં ઝાલી સલ્લા મારે, પડેરે જાદવ ત્યાંય; ચીસ પાડે કારમી તે, જીવ લેઇ નાઠા જાય. ૩૨ જાદવ સરવે નાસવા માંડયા દીઠી રાક્ષસણી અપાર; જાદવના સરવે જોધાને, પડવા માંડયો માર. ૩૩ હાથ ટાંટીયા ઝાલી ઉછાળે, બળ કરીને પુર; કંઇને સલા ઉપર પછાડે, મારી કરે ચકચુર. ૩૪ એમ જાદવોને કરે આકળા, માર ઘણેરો ખાય; કેટલાકને ઝાલી ઝાલીને, ઉછાળે ગગનમાંય. ૩૫ જીવ જાદવના જવારે બેઠા, જણાવ્યું આગુ જોર; રાક્ષસને વળી રાક્ષસણીયો, કરતી શોર બકોર. ૩૬ ભુંડણ મુખી ગરધવ મુખી, સ્વાંન શીયાળનુ મુખ; દાંતે કરડી નાંખે છે, દેવા માંડયું દુઃખ. ૩૭ હાથમાં એના સ્થાંન ઝાલી, જાદવ ઉપર મારે; તાડપુર ઉંચાં છે તે, છુટે કેસે ધારે. ૩૮ છુટા કેસે પગની ઠેસે, મારે અપરંપાર, સઉ સેન્યા જાદવની તે, ઘણો ખાય છે માર.

જઈને કરી ગરજના, હેડંબાનો તન. ૬૨ આ કમળા દીકરો પુછજે, એવી વાતજ કહ્યું; તુજને તારા રથ સહિત હું, ફરીથી નાંખી દેઉં. ૬૩ પ્રદ્યુમને વાત સાંભળી, વીચાર મનમાં કીધો; બોળો દેખેલો હાથમાં સાહ્યો, નેસ નગર માં ફેંકી દીધો. ૬૪ મોરચાવાળાને ફેંકી દીધો, કરૂ જાદવ ઉપર જોર; હેડંબાનો દીકરો તે, કરતો શોર બકોર. ૬૫ હવે સઉ રાક્ષસને રાક્ષસણીયો, ગરવા થઈને ગાડા; જાદવે જાણ્યું જીવ જશે. મુઠીયો વાળી નાઠા. ૬૬ બારે ભંગાણ દળમાં પાડ્યું નાઠા જાદવ જન; પછે રાક્ષસની પ્રતે બોલ્યો, હેડંબાનો તન ૬૭ વલણ. હવે નાસો રાક્ષસ સરવે, તતપર અહીં થઈએ; ભાઈ મારો જુધ કરે છે, તેની વાહારે જઈએ.

## કડવા ૩૯ મું રાગ ચ્યાહોરાયજીનો

વૈશંપાયે રૂશી ત્યાં બોલ્યા સાંભળને તું રાય; ત્યાર પછી શું નિપજ્યું કહુ વીસ્તારી મહીમાય. અહો રાયજી. ૧ હેડંબાના દીકરાની આગના લીધી જ્યારે; અભેમુન્યની વાહારે ચડીયા સઉ તુટી પડીયા ત્યારે. અહો ૨ રાક્ષસ ને રાક્ષસણીયો લેઈને, ઉંચે ચડ્યો હેડંબાનો તન; માયાવીનો દીકરો એ, જઈ પહોંચ્યો ગગન. અહો રાય ૩ કૌરવ કારમો કાળ કરે છે, કરતા ઝાઝો શોર; અભેમુન્યે મારતા તીર, એનો જાણ્યો જોર અહો રાયજી. ૪ ભીમ કેરો પુત્ર જાણ્યો. એથી કાંપ્યું મન; જતુ રની માં જેતી ગયો, અહીં જોર કરે છે કરણ. અહો રાયજી. ૫ એમ જાણી ઉલટ આણી. ક્રોધે ઝાઝો ચડીયો; કરણરાયને ખબર નથી રે, એના રથ નીચે પડીયો અહો રાય. ૬ મેઘ પેરે કરી ગરજના, જાણ્યું આ કોણ આવ્યું; એ કરણ કાકા વીચાર કરજો, મારી કાઢીને રંડાવું. અહો રાય. ૭ કરણરાયને કાળ રહ્યા છે, જુધ જબરૂ મચીયું; હવે મારા ભાગ મળ્યા છે, આવ્યું ગરોગરછીયું. અહો રાયજી. ૮ વાંકો વળીયો કરણ રાજા, મારવા વીચાર કીધો; કરણે હાથમાં સાંગ ઝાલી, રથને ફેંકી દીધો. અહો રાયજી. ૯ હાડકાં એના ભાંગી નાંખ્યા, ત્યાંથી ઉંચે ચડીયો; દુરજોધન હાથીપર બેઠા, તેના ઉપર જઈ પડીયો. અહો રાય. ૧૦ ગદાએ એની ફેંકી દીધી, મન કર્યા વીચાર; સકુનિને હેઠો નાંખ્યો એને માર્યા તમાચા ચાર. અહો રાય. ૧૧ સકુનિ ગભરાવા માંડયો, જરૂર જીવડો જાય; ઓ હેડંબાના દીકરા, તમે કેમને મારી સાહાય. અહો રાય. ૧૨ દુરજોધનને મારવા માંડ્યો, મરતા થઈને મોટા; મામો ને ભા-

સેજ બેઉએ, જીવ લેઇને નાઠા. અહો રાયજી. ૧૩ દુરજોધન ત્યાં આવ્યો હાથમાં, થયો અવળો સંજોગ; ગટારગચ્છીને હાથ ચડયોછું, મારા મળ્યા કરમેના ભોગ. અહો રાયજી. ૧૪ હાથ જોડી કહેવા માંડયું, આતે શું કેહેવાય; લક્ષમણો હવે નકી પરણશે, ભાનુમતી એની માય. અહો રાયે. ૧૫ માટે જીવ મારો ઉગારો, મેં ખાધી ભુલથાપ; હવે અહી નથી ઉભો રેહેવાનો, તમે છો મારા માબાપ. અહો રાય. ૧૬ માયાવીએ મન વીચાર્યું, એના અવતારને ધીક્કાર; બે કાન આંબળીને એને, માર્યા તમાચા ચાર. અહો રાયજી. ૧૭ જીવ લઇને નાઠો પોતે, દુરીયોધન જે રાય; રાક્ષસ માયાવી દેખે ને, જીવ એનો તે જાય. અહો રાયજી. ૧૮ ભાઇના રથમાં આવી બેઠો સંભાર્યા દીનોનાથ; સારથી એ થઇને બેઠો, અછોડા લીધા હાથ. અહો રાયજી. ૧૯ અભેમુન્યને હરખ થયો છે, કામ કેવું કીધું; છોકરાને મારવાને, હળમુશળ હાથમાં લીધું. અહો રાયજી. ૨૦ અવીનાશીને ખોટું લાગ્યું, દ્રષ્ટી કરી છે વક્ર; જાદવ સઘળા મારવા ચતરભુજે, લીધું ચક્ર. અહો રાયજી. ૨૧ ગંગાજીના દીકરા બોલ્યા, કામ વીચારી કરજો; અમારે તમારે લડવું પડશે. વિચારી આ યુધ ધરજો. અહો રાયજી. ૨૨ બલીભદ્રને ખોટું લાગ્યું, આ શો અવળો ધારો; ગંગાજીના દીકરા કહે છે, એ છોકરો અમારો. અહો રાયજી. ૨૩ માટે તમને નહી મારવા દેઉં, વાન વીવેકે વરણ્યો; એનો વીવાહ કરેલો તે એ કન્યાને પરણ્યો. અહો રાયજી. ૨૪ એમાં એનો વાંક શાનો લડો છો શા સારૂ; તમે જો છોકરાને મારો તો, તમને કુટી મારૂ. અહો રાયજી. ૨૫ કૃષ્ણ કહે છે મને રીસ ચડે છે, યાદવ મારૂ આજ; છોકરાનો વાંક શો છે, તમ ઉપર મને દાઝ. અહો રાયજી. ૨૬ બલીભદ્રને ખોટું લાગ્યું, શીદ મને ગભરાવો; જાદવનો શો વાંક પડયો, તે તમે મને બતાવો. અહો રાયજી. ૨૭ ત્યારે કૃષ્ણ બોલી ઉઠયા, છોકરાંનો શો વાંક; એમને એમની કન્યા લીધિ, વીર વગાડી હાક. અહો રાયજી. ૨૮ ભીષ્મ કહે છે દ્રોણ ગુરને, હવે ન ધરશો બીક; ધરમાંને ઘરમાં સળગે છે, હવે થયું છે ઠીક. અહો રાયજી. ૨૯ બલીભદ્ર કૃષ્ણને કહે છે સાંભળો અંતઃકરણ; શામાટે એને અહિઆ આવી, કર્યું સુરેખાનું હરણ; અહો રાયજી. ૩૦ શ્રી કૃષ્ણ કહે મોટા ભાઇ, જાણ્યું જગતના લોક; શા માટે તમે તો કહીએ, વીવાહ કીધો ફોક. અહોરાયજી. ૩૧ તેના ફળ આ સરવે ઉગ્યાં કામ

છોકરે લીધું; કૃષ્ણ ફેરી તવા સાંભળી હળમુશળ ફેંકી દીધું. અહોરાયજી ૩૨ ભાઇ હવે મારે નથી બોલવું, ભાગી મારી હામ; હું જાણું છે ઉપર રહિને, તેં કરાવ્યું કામ. અહો રાયજી. ૩૩ હળધારી હળ પછાડી ઉઠયા, બોલ્યા છે સરવથી; પુત્રી મારી બતાવ છોકરા, મોકલવાનો નથી. અહો રાયજી. ૩૪ ત્યારે ભીમનો દીકરો બોલ્યો, તતપર વહેલા થાઓ; સુરેખા જો લેવિ હોય તો, અશોકબાગમાં જાઓ. અહો રાયજી. ૩૫ વાત સાંભળી બળદેવ નાઠા, આવ્યા ભોંયરા માંહ; ગટોરગચ્છના રાક્ષસ મારી, સુરેખા લીધી ત્યાંહ. અહો રાયજી. ૩૬ ખભારે ઉપર પુત્રી લીધી, હૈયામાં કળકળીયા; બાહુ બળીયા બળીભદ્ર તે, ઘરભણી પાછા વળીયા. અહો રાયજી. ૩૭ કૌરવ હારેલા ભેગા થઇને, ચાલો તતપર થઇએ; સુરેખા બળીભદ્ર લઇ ગયા, માટે કન્યા લેવા જઇએ. અહો રાયજી. ૩૮ ચારે ચંડાળ પાસે આવ્યા, કહી બળભદ્રને વાત; અહીં આવી છોકરાએ, ઘણો કર્યો ઉતપાત. અહો રાયજી. ૩૯ અમને આવા નિત્ય નડે છે, વળી દેખાતા રાંક; તમે નજરે જોયું છે, જુઓને કોનો વાંક. અહો રાયજી. ૪૦ ખાડો ખોદે તે તો પડશે, કર્યો એમને અન્યાય; થનારૂં તે થઇ ગયું, લાવો સુરેખા કન્યાય. અહોરાયજી. ૪૧ બળીભદ્રને રીસ ચડી છે, વીચાર મનમાં કર; મારી પુત્રી સુરેખાને, શું કરાવું બે વર અહો રાયજી. ૪૨ અહીંઆં ચારે વાત કરે છે, સાંભળને તું રાય; ભાનુમતિ દેરાણીયો સાથે, હસ્તીનાપુર જાય. અહો રાયજી. ૪૩ દુરીયોધન કહેતો આવ્યો તો, તમે તૈયાર થાજો; હમે કન્યા લઇ આવીશું, તમે હસ્તીનાપુર જાજો. અહોરાયજી. ૪૪ બળીભદ્રને રીસ ચઢી છે, ગયા ચારને મારવાય; વાત સાંભળી ચારે જણા ત્યાં નાશી જાય. અહો રાયજી. ૪૫ ચાર સતીયાને શ્રી કૃષ્ણ ઉભા જ્યાં મેદાન; પાસે આવી પગેરે લાગ્યા, પાંડુના સંતાન. અહો રાયજી. ૪૭ ગંગાના દીકરા હશીને બોલ્યા, તું નથી દેવની વેઠ; ધન્ય પીતા તારા ભીમસેનને, ધન્ય તારી માનું પેટ. અહોરાયજી. ૪૮ પગે લાગીને ગટોરગચ્છ કહે, સત્ય બોલુ દાદા આપ; એ પુન્ય સઘળુ ઘરડાનું છે, એ તમારો પરતાપ. ૪૯ ઓ હેડંબાના દીકરા તે, વગાડી વીર હાક; આજે ક્ષત્રીનું સુરાતણ કરી, રાખુ કુળનું નાક અહોરાય. ૫૦ અલેમુન્ય કહેછે દાદા, બોલ રૂદેહમાં રેહેજો; પીતા કાકા આવે વનથી, ત્યાં સુધી ભાઇ પાસે રહેજો. અહો રાય. ૫૧ કપટ કરે તેવા કૌરવ છે, મારે તેને ઠેર; તે માટે ઓ ગટોરગચ્છ તું, રાખજે તારે ઘેર. અહો રાય. ૫૨ ગટોરગચ્છ કહે સારૂ દાદા, બોલ રૂદે

માં સહેજે; મા દીકરો મુજ ઘેર રેહશે, તમો કુંતા માની ખબરે લેજો. અહો રાય. ૫૩ ગંગાના દીકરા બોલી ઉઠયા, સાંભળો પુરણ પેર; કુંતાજી ફકર નવ્ય કરશો, રેહશે વીદુરને ઘેર. અહો રાય. ૫૪ બંને ભાઇએ માગી આજ્ઞા, પગે લાગીને જાય; ચારે સતીયા ને શ્રી ક્રશ્ન તે, પોતે થયા વિદાય. અહો રાય પગ વલણ.—સરવે ત્યાં વેરાઇ ગયા, સાંભળને તું રાય; હવે કૌરવના નારીઓ ગઈ છે, ત્યાં ૧ શું હવે થાય.

## કડવા ૪૦ મું. રાગ ઓખાહરણના સાખાનો.

વૈસંપાય ફરી કેહે વચન, તું તો સાંભળ્યને રાજન; સત્યવાદી ત્યાંથી જાય, પ્રભુ ગયા દ્વારકાં માંહ. ૧ હેડંબાસુત ત્યાંથી જાય, તેને વિચાર્યું મનમાંહ; બાંધવ ઉભા રહો અહીં લગાર, મને નથી થવાની વાર. ૨ એમ કહીને ચાલ્યો ભીમ તંન, પોતે બન્યો દુરજોધન; કાર્મા રાક્ષસ બીજા ત્યાંય, જાણે કૈરવ સૌ દેખાય. ૩ થયા કારભારી ત્યાં ખટ, આવો નારીઓ પાસે ઝટ; તવ બોલી ભાનુમતી રાણી, તમે આવ્યા હર્ખજ આણી. ૪ લાવો સુરેખા કન્યાય, અમને દેખી હર્ખજ થાય; બોલ્યો દુરજોધન ધરી શર્મ, નીકળ્યું તારૂં ફુટેલું કર્મ. ૫ તુજ પગલે આવું થયું, મારૂં સરવસ ધન ગયુ; મેં તો ખોઇ લાખેણી લાજ, નવ સરૂ કાંઇએ કાજ. ૬ તું તો નીકળી અભાગણી ઘણી, જાણે કુભારને ઘેર જણી; ભાનુમતી બોલી તતકાળ, ફુટેલું તમારૂં કપાળ. ૭ મારા ભાગ્યતણી ગઇ વહુ, મને કહેશો નઠારી સહુ; તમ પાસવે નવ્ય પામી સુખ, નવ દેખાડશો તમ મુખ. ૮ ત્યારે ચડી દુરજોધનને રીસ, ભાનુમતીનું ઝાલ્યુ શીશ; એના આંબળી ઝાલ્યા કેશ, એને મારી પગની ઠેશ. ૯ કૈરવ વાત રૂદે નવ્ય ધારે, સૌ પોતાની અસ્ત્રીને મારે; લાતો ગડદાપાટુ અપાર, સઉએ દેવા માંડયો માર. ૧૦ કોઇએ બોલ નારીના ન સાંખ્યા, સઉના હાડકાં ભાગી નાંખ્યા; કોઇ રૂવે છે પાડીને પોક, સઉ નારીને થયો શોક. ૧૧ નથી મારતાં કરતા વીચાર, હેડંબાસુને ધાર્યું સાર; એમ કરી ઘડી બે ચાર, ત્યાંથી નાઠા ભીમકુમાર. ૧૨ શકુની રૂપે હસ્તીનાપુર ગયો, ધ્રત્રાષ્ટર પાસે ઉભો રહ્યો; કર્યો સહુનો જેતો સંકેત, આવ્યુ આંધળાને હેત. ૧૩ પુછે છે ત્યાં રાજન, સકુની વદ્યારે વચન; ત્યાં તો થયું રે ખોટું કામ, તમ પુત્રે બોળ્યુ નામ. ૧૪ ત્યારે બોલ્યા ધ્રત્રાષ્ટરરાય, જાન ક્યારે કરી વીદાય; ત્યારે બોલ્યા સકુની સહી, જાન ઠેકાણે કાણુજ થઇ. ૧૫ ત્યાં તો થઇ ગયો કાળો કેર, વાળ્યુ પાંડુ પુત્રે વેર; શુભ પુત્ર સોય ત-

મારો, તે એક છોકરાએ માર્યો. ૧૬ રોતાં રોતાં કરે છે વાત, ત્યાં તો થયો ઘણો ઉદમાત; ગટોરગચ્છે ને અભિમાન, એગુને કરી જાનની કાણ. ૧૭ મોટા બાળ બચ્ચા ને નારી, મારી નાખ્યાં સરવે ધારી; નથી ઉગર્યો એ કે જન, હું એકલો આવ્યો આ દન. ૧૮ ત્યાં આવ્યા ચારજુ ભીમનો તન, હું સત્ય બોલું વચન; એવું કહ્યુ જે હસ્તીનાપુર જઇશું, ત્યાં ગાદીના રાજા થઇશું. ૧૯ હવે આપણે કરશુ સેહેલ, મોટા ભાગવુ મેહેલ; વાત સાંભળી રાયે જ્યારે, શીશ પછાડ્યું પોતીકું ત્યારે. ૨૦ શોક ઝાઝો મનમાં લાવ્યા, સઉ સેવકને બોલાવ્યા; બાવ રૂદે મારા સાંખો, સરવે સાથે મેહેલ ભાગી નાંખો. ૨૧ હાથેલી જેવું કરી નાંખ્યુ, એવું વેણ આંધળે ભાખ્યુ; એવું કરી નાંખી ત્યાંય, પાછો પોતે થયો વીદાય ૨૨ આવ્યો બાંધવ કરી પાસ, એ વાત કહી કરી ક્યાસ; પણ કૌરવ આવ્યા જ્યારે, લટાઇ દીઠા બોલ્યા ત્યારે. ૨૩ કેમ રૂવો છો સઘળી રાણી, કેમ આંખે આવ્યા છે પાણી; ત્યારે બોલી ભાનુમતી, બળી ગઇ તમારી ગતી. ૨૪ વાત સાચી તમારી સાંખી, અમને સઉને મારી નાંખી; હવે બેઠા થઇ તમે ડાહ્યા, શું કરવા વાતે વાહ્યા. ૨૫ બોલો દુરજોધન રાજન; માગા વીચારો ને મન; કોણે કર્યું હશે એવું કામ, કર્યું ગટોરગચ્છે તમામ. ૨૬ દુરજોધન ઉદાસી થયો, સઉને તેડી હસ્તીનાપુર ગયો, ત્યાં જોઉ તો ઉજડ હોય, મામા હાલુ કરાવું તે કોય. ૨૭ બોલો સકુની મામા વચન, અહીં કરૂં ભીમનો તન; ચારે સતીયા હસે અપાર, ધન્ય હેડંબાના કુમાર. ૨૮ તારી બુદ્ધીની બલીહારી, જે આવી વીધા ધારી; ધન્ય ધન્ય છે તારા માત; ધન્ય ધન્ય છે ભીમ તાત. ૨૯ કહી ધ્રતરાષ્ટરે માંડી વાત, હું જાન સાથે આવું સાક્ષાત; એ તો આવ્યો તો ભીમકુમાર, એની વિધા અપરંપાર. ૩૦ હજુ પાંડવ કાંઇક છે સારા, નાના પુત્ર થયા નઠારા; તેમાં અભેમુન્ય હજુ ઠીક, પણ ગટોરગચ્છની બહુ બીક. ૩૧ પણે બે ભાઇ ચાલી ગયા, હેડંબાના વનમાં રહ્યા; બંને લાગ્યા કાકીને પાય. આશીસ દેતાં આપ ૩૨ રહ્યા બે જણ હેડંબા વંન, કહ્યા કુંતાને ભીસ્મે વચન: પાંડવ છે દ્વીત વનમાંય, શ્રી ક્રશ્ન કરશે સહાય. ૩૩ કરે ભક્ત કેરા કાજ, રાખે શ્રી ક્રશ્ન સૌની લાજ; જેને પ્રભુની સેવા કરી, તેના માત પીતા બેસે ઠરી. ૩૪. વલણ.—પ્રભુની સેવા જે કરે, તેના પોચે કોડ; સુરેખા હરણ પુરૂ કર્યું, બોલો જે જે શ્રી રણછોડ.

---

# વેચાતાં પુસ્તકોની યાદી.

**ભજન-કીર્તન.** કિ. રૂ. આ. પૈ.

છોટમકૃતકીર્તનમાળાભાગ૧-૨-૩મળી. ૦-૬-૦
સામળાના પદસંગ્રહ ... ... ૦-૮-૦
ઉપદેશ ચિંતામણી... ... ... ૦-૬-૦
બોધચિંતામણી (રવિરજકૃત) ... ૦-૫-૦
ભજનભંડાર ... ... ... ૦-૧૦-૦
પદસંગ્રહ પ્રભાકર ... ... ... ૧-૦-૦
ગોવરધન પદસંગ્રહ ... ... ૦-૮-૦
આત્મજ્ઞાનનોભંડારઅથવાભજનસંગ્રહ ૦-૮-૦
બયતે ગુલજાર ... ... ... ૦-૧૨-૦
ભજનસાગરઅનેભવસાગરતરવાનો પુલ. ૧-૧૦-૦
ઇશ્વરપ્રાર્થના માળા ભાગ ૧ લો ૦-૮-૦
,, ભાગ ૨ જો ૦-૧૨-૦
કબીરલીલામૃત(કબીરસાહેબના૧૦ગ્રન્થો)૦-૧૦-૦
ભજનરત્નનાવળીબડી.હિંદુસ્થાનીભાષા)૧-૪-૦
વલ્લભ પદમાળા ... ... ... ૦-૧૨-૦

**ગરબા દેવીભક્તો માટે.**

ભાગવતી કાવ્ય ... ... ... ૧-૮-૦
શાક્તકાવ્ય તથા અંબીકાકાવ્ય... ૦-૧૦-૦
નવરાત્રીના ગરબા... ... ... ૦-૨-૦
ચતુરશ્રીમનોહરગરબાવળી (ત્રણ ભાગ) ૦-૪-૦
શ્રી મનોરંજક ગરબાવળી... ... ૦-૧-૦
ગરબાવળી (કવિ દલપતરામ કૃત) ૦-૧-૦

**કાવ્યનાં પુસ્તકો.**

દયારામકૃત કવિતા સંગ્રહ મ્હોટું ૧-૮-૦
,, ,, નાનુ ૦-૬-૦
વલ્લભ કાવ્ય ભાગ ૧ લો ... ૦-૬-૦
,, ભાગ ૨ જો ... ૦-૮-૦
દલપતકાવ્ય ભાગ ૧-૨ મળી સંપૂર્ણ ૩-૦-૦
કાવ્યસુધા (રણછોડ ગલ્લુરામકૃત) ૧-૧૨-૦
કાવ્યસરિતા... ... ... ... ૧-૮-૦
શામળસતશાહિ ... ... ... ૦-૩-૦
સંપલક્ષ્મી સંવાદ... ... ... ૦-૧-૦
કુંનરખાનની ચઢાઇ ... ... ૦-૧-૦

કિ. રૂ. આ. પૈ.

કાવ્યપ્રભાકર ... ... ... ૧- -૦

**કથાનાં રાગરાગણીમાં.**

કૃષ્ણચરિત્ર (ગિરધરકૃત ગોકુળલીલા, મથુરાંલીલા, દ્વારકાંલીલા ... ૧-૦-૦
ગીરધર કૃત રામાયણ મ્હોટું ... ૨-૮-૦
ગીરધર કૃત વચલું રામાયણ ... ૦ ૧૦ ૦
મહાભારથ(વલ્લભરામ સુરજરામકૃત) ૩-૦-૦
,, (દુર્ગાશંકર કૃત) ૨-૦-૦
,, (જગજીવન આશારામકૃત) ૪-૦-૦
શિવપુરાણ (દુર્ગાશંકર કૃત) ૧-૮-૦
જાલંધર આખ્યાન (રેવાશંકરકૃત) ૦-૧૨-૦
પ્રલ્હાદ આખ્યાન (પ્રેમાનંદકૃત) ૦-૪-૦
ચંડીપાઠ પ્રાકૃત શિવદાસ કૃત) ૦-[illegible]-૦
રામાયણના ચંદ્રાવળા (સુંદરદાસકૃત)૧-૦-૦
નળાખ્યાન (પ્રેમાનંદ કૃત) ... ૦-૪-૦
વનપર્વ (ચિત્રસહિત)... ... ૨-૦-૦

**વૈષ્ણવ ઉપયોગી.**

બસોબાવન વૈષ્ણવની વાર્તા ... ૧-.-૦
ચોરાશી વૈષ્ણવની વાર્તા... ... ૦-૬-૦
ધોળ પદસંગ્રહ ... ... ... ૦-૪-૦
વૈષ્ણવના નિત્યનિયમ ... ... ૦-૧-૦
નિત્યનિયમવર ઓચ્છવના કીર્તન ૧-૦-૦
વલ્લભાખ્યાન ... ... ... ૦-૧-૦
ગોવરધનનાથજીનું પ્રાગટ... ... ૦-૧-૦
વૈષ્ણવના નિત્યનિયમના ૩૨ ગ્રન્થશાસ્ત્રી૦-૨-૦

☞ પુસ્તકો વેલ્યુપેબલથી મોકલવામાં આવશે. ઉપલાં પુસ્તકો ઉપરાંત જ્ઞાનપયોગી બીજાં પુસ્તકો નોવેલો, પદ્યવાર્તા તેમજ વૈદક, જ્યોતિષ સંબધી, મુસલમાની કીસ્સા, વિગેરે સંસ્કૃત. ગુજરાતી અને હિંદુસ્તાની પુસ્તકોનું "**સુચિપત્ર**" ક્યાટલૉગ, અર્ધા આનાની પોસ્ટની ટીકીટ મોકલવાથી મફત મોકલવામાં આવશે. મળવાનાં ઠેકાણું—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**
[illegible] દરવાજે—અમદાવાદ.

# —⁂ વેચવાનાં પુસ્તકો. ⁂—

**શ્રી કૃષ્ણનું ચરિત્ર** ગોકુળલીલા, મથુરાલીલા, અને દ્વારકાલીલા અર્થાત શ્રી ભગવાનના દ

મરકંધનું ગુજરાતી કવિતામાં ઉત્તમ રાગ રાગણી સાથે કવિરત્ન ગિ

રધરદાસનું રચેલ ચરિત્ર વૈષ્ણવીસંપ્રદાય અને કથા કરનાર બ્રાહ્મણોને અતિ ઉપયોગી સુપરરો

આઠ પેજી ૪૦૦ પૃષ્ટ છતા મૂલ્ય ૧–૮–૦ પોસ્ટ ૦–૪

**મહાભારત** વ્યાસ વલ્લભરામ સૂર્યરામકૃત ( ચિત્રો સહિત ) મહાભારતની કથા કરવા

પંકાયેલા વ્યાસ વલ્લભરામની રસિક વાણીથી મોટા ભાગેજ અજાણ્યું હ

તેમનું રચેલું ભારત રસિક અને મનવાંછીત ફળ આપનારૂં હોવા છતા તથા મોટી સાઇ

નાં લગભગ ૧૦૨૫ પાનાં જેટલું મોટું કદ હોવા છતા આવૃત્તિમાં વ્યાસજીનું ચિત્ર અને બી

પણ ઉત્તમ ચિત્રો નાખ્યા છે. મૂલ્ય ૩—૦—૦ પોસ્ટેજ ૦—૮—

**જાલંધર આખ્યાન** ( ખંભાત નિવાસી કવિ રેવાશંકરકૃત ) એ મહાભારત માંહેલું

રસિક આખ્યાન છે. તેમજ કથા પ્રસંગના ઠેકાણે ઠેકાણે

અને બીટીવાળા મોટા અક્ષરો હોવાથી વૃધ્ધોને પણ વાંચવા સુગમ પડે તેવું છતા—

મૂલ્ય ૦—૧૨—૦ ૦—૨—

**અખાની વાણી અને ગંગવિનોદ** જેમાં અખાના બનાવેલા આઠ ગ્રંથો જેવા કે

અખેગીતા, ૨ પચીકરણ ૩ બ્રહ્મલીલા, ૪ અનુભવબિંદુ ૫ ચિત્તવિચારસંવાદ ૬ ગરૂ શિષ્ય

વાદ ૭ કૈવલ્યગીતા ૮ અંતક્રિયા ઉપરાંત ૭૪૬ છપ્પા તથા ૪૬ પદો અખાનું જીવન ચરિત્ર

પરાંત પ્રખ્યાત કવી ગંગ બારોટના કવીતાનો પણ સમાવેસ કર્યો છે તે છતાં. ૦–૧૨–૦ ૦–

**શિવ શક્તિ પ્રાર્થના માળા** શિવભક્તોને અત્યુપયોગી તદન નવી અનેક આ

કાલ ઉછરતા વયના છોકરાઓ નાટકના સંસર્ગથી ગાય

બજાવા તથા વ્યભિચારાદી ખરાબ લતમાં ફસાઇ ખ્વાર થાય છે, તેઓને સન્માર્ગમાં દોરવા

આ ગરબા ગરબીઓ અને હાલના જમાનામાં બજાતાં નાટકોના રાગો વગેરેના ઢબના શિ

શક્તિ અને કૃષ્ણજીના ભજન કીર્તન સંબધી ગાયનોનોજ સંગ્રહ છે, એથી સ્વધર્મ ઉપર

વધે છે અને ખોટે માર્ગે દોરાઇ ખરાબીને પાત્ર થતા અટકે છે માટે દરેક છોકરાઓના

પીતાઓએ સંતતી ખરાબીને ન ભેટી પડે તે માટે આ પુસ્તક ખરીદી તે તરફ છોકરા

લક્ષ દોરાવવુ ઘટે છે કે પરિણામે પશ્ચાતાપ કરવાનો વખ્તજ ન આવે. પુસ્તકનું કદ ડેમી ૮

પૃષ્ટ ૨૭૦ છતાં જનહિતાર્થે માત્ર ૧—૦—૦ ૦—૨–

**કાવ્યદોહન** ભાગ ૧–૨–૩ મળી સંપુર્ણ. જેમાં નીતિ, શૃંગાર અને વૈરાગ્ય એમ ત્રણ

વિભાગ પાડવામાં આવ્યા છે. જેમાં સુંદર—મનહર ભાવ ભેદ, રસ, અલંકાર

અને નવરસોથી ભરપુર આપણા ગુર્જર કવિઓએ ગુર્જરી ગિરાને સુશોભિત કરવા પ્રશંસનીય

પદબંધથી રચના કરેલ છે. તેમજ મહાન્ નીતિમાન નરરત્ન નળરાજા વગેરે રાજાઓના આ

ખ્યાન પણ વિધમાન છે. કદ રોયલ આઠ પેજી પૃષ્ટ ૪૦૦ છતાં આનંદની વાર્તા છે.

કિં માત્ર. ૧—૦—૦ ૦—૩—

**મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે બુકસેલર.**

**[illegible]–અમદાવાદ.**